॥ हरिः ॐ तत्सत् ॥

શ્રીમદ્ સદ્ગુરૂ પર્માત્માને નમાઃ

# શ્રીસંતોષ સુરતરૂ પ્રારંભ.

મનની પુર્ણકામનાની સિદ્ધિને અર્થે પુર્ણકામનારૂપ જે સંતોષ; તેનું નીરૂપણ કરવા માટે, પુર્ણકામ કરવાવાળા એવા જે ઇશ્વર; પુર્ણપુરૂષોત્તમ્; તેને પ્રથમ નમસ્કાર કરૂં છું:—

(દોહો) (નંદનંદન બંદન કરૂં; સુંદર તન ઘનશ્યામ;
ઉનપદરજકી સેવતેં; હોત હૈ પુરનકામ.) ૧

ટિકા—ચિન્હીત ચરણકમળના પરાગરૂપ જે રજ; તેની સેવા જે ધ્યાન સ્મર્ણાદીકથી જનનાં મન પુર્ણ થાય છે; અર્થાત્ પરમસંતોષને પામે છે; એવા નંદનાનંદ ઘનસ્યામ જે શ્રીકૃષ્ણચંદ્ર, તેને મન વચન કર્મે કરિને હું નમસ્કાર કરૂં છું; એમ મંગળાચરણ કરિને આ પ્રકરણમાં પ્રતિપાદ્ય જે સંતોષ તેના નીરૂપણને માટે; પ્રથમ સંતોષની પ્રતિપક્ષિભુત તૃષ્ણાને બંધનરૂપ; અને સંતોષને મોક્ષરૂપ કરિને કહ્યો છે.(૧)

(દોહો) (તૃષ્ણા બડોહી બંધ હૈ, મુક્તિ પરમસંતોષ;
જબ તૃષ્ણા બંધન કટયો, તબૈ માનીયેં મોક્ષ.) (૨)

ટિકા—આ જગતને વિષે જીવનેતૃષ્ણા જે છે, ને વિષય કુમાર્ગ સર્વ બંધનના હેતુ છે; પ્રથમ સૌથી મોટું બંધન વિષયવાસનાજ છે; કેમકે જે તૃષ્ણાથી બધાણો; તે સૌથી બંધાણો છે; અને જગ-

'ષય સંતોષની જે પ્રાપ્તી છે; તે મુક્તિ

જાણવી; કેમકે પરમસંતોષ પામીને તૃષ્ણાદી સર્વબંધનની નિવૃત્તિ થાય છે; (૨) હવે સર્વ કામનાઓને પુર્ણ સમાપ્ત કરે છે; માટે સંતોષને શ્રેષ્ટકલ્પવૃક્ષ કહિને નીરૂપણ કરે છે; બે દોહાથી કરિને.

(દોહો) (બડ સુરતરૂ સંતોષ હૈ; સેવત જાકી છાંહી;
બીનાં દીયે પ્રતાપતેં; મીટત હૈ મનકી ચાહી.)(૩)

ટિકા—ઉચ્ચું સ્વર્ગ જેવું સત્પુરુષોનું મોટું જે મન; તે મનના વિષે રહેલો પરમ સંતોષ જે છે; તે સ્વર્ગના સુરતરૂ એટલે કલ્પવૃક્ષથી પણ, શ્રેષ્ટ સુરતરૂ છે; કેમકે કલ્પવૃક્ષ મનુષ્યની ઇચ્છા પ્રમાણે મનવાંછીત ફળ આપે છે; પણ તેથી મનુષ્યનું કામ પુર્ણ સમાપ્ત થાતું નથી; ઘ્રતને અગ્નીની પેઠે ચીતવેલાં ફળ પ્રાપ્ત થવાથી વધારે ચીતવવાની ઇચ્છા થાય છે; ઔર વાસના જાગેછે. (૩)

(દોહો) (કલ્પવૃચ્છકી સેવતેં, ઉપજત નાના કામ;
સંતોષ સુરતરૂકી સેવતં, હોત હૈ ચિત્ત અકામ).૪

ટિકા—અને આ સંતોષ સુરતરૂની સુખરૂપ છાયા માત્રના પ્રતાપે કરિને બીજાં ફળ મળ્યા વીના ઉચ્ચીત છે તે અકામ અર્થાત કામના રહિત પુર્ણકામ થાય છે; કેમકે સંતોષને સેવ્યાથી કોઇ કામના રહેતી નથી. (૪) હવે સંતોષને મુક્તિરૂપે નીરૂપણ કરવા માટે ત્યાં સંતોષની પ્રતિપક્ષીભુત જે તૃષ્ણા તેને વિસ્તાર કરિને બંધનરૂપ નીરૂપણ કરી છે.

(દોહો) (બંધનરૂપ બંધન કરી, તૃષ્ણા રજ્જુ જાની;
તૃષ્ણા કરિ સબસું બંધે; જીવ જગત મેં માની.)(૫)

ટિકા—જેમ જગતમાં બંધનરૂપ દોરડાં છે તેથી પ્રથમ પશુનાં ગળાને બાંધે છે; ને પછી પશુને

તેમજ તૃષ્ણારૂપી દોરિનું બંધન છે; તે પણ પ્રથમ પશુસદ્રશ જીવને પોતાથી બાંધીને પછી તૃષ્ણાના વિષય માટે અર્થાત્ તે વિષય મેળવવા સારૂ નાના પ્રકારનાં કર્મ, તે કર્મે કરિને જીવને બાંધે છે; માટે સર્વ બંધનનું મુળ કારણ તૃષ્ણાજ છે; કેમકે જો પ્રથમ તૃષ્ણારૂપ દોરિથી બંધાણો; તો બીજા વિષયોથી બંધાણો છે; પણ જો તૃષ્ણાથીજ નથી બંધાણો તો; કોયથી પણ બંધાણો નથી; માટે અન્વયવ્યતિરેક કરિને જીવને મોટું બંધન તૃષ્ણાજ છે. (૫)

(દોહો) (તૃષ્ણા કરિ બંધ્યો બધે, સબ વિષયનકે માંહીં;
બીન તૃષ્ણા નર મુક્ત હૈ; બંધ કહુંવી નાંહિં.) (૬)

ટિકા—જીવ તૃષ્ણાથી દરેક વિષયોમાં બંધાય રહ્યો છે; પરંતુ જેને કાંઇપણ તૃષ્ણા નથી, તે નર મુક્તજ છે; તેને કોયપણ બંધન નથી. ૬

(દોહો) (આસા તૃષ્ણા કામના, ચાહ કહો કો કામ;
અભિલાષા ઇચ્છા કહો,' યહ સબ યાકે નામ).(૭)

ટિકા—અપ્રાપ્ત વસ્તુની જે ઇચ્છા; તેને કામના એમ કહેવાય છે, પ્રાપ્ત વસ્તુની અધીક વધારો કરવાની જે ઇચ્છા તેને તૃષ્ણા કહે છે; ભવિષ્ય વસ્તુની જે ઇચ્છા; તેને અભીલાષા કહેવાય છે; બીજાંથી ભવિષ્ય વસ્તુની પ્રાપ્તીની જે ઇચ્છા; તેને આશા કહેવાય છે; વર્તમાન પ્રાપ્ત વિષયના ભોગની જે ઇચ્છા; તેને કામના એમ કહેવાય છે; માટે એક ઇચ્છાનાંજ અવાંત્તર વિષયના અવસ્થાભેદે કરીને તે બધાં નામભેદ છે; કાંઇ ઇચ્છાના સ્વરૂપમાં ભેદ નથી. (૭) હવે ઇચ્છાને સર્વ અનર્થનું મુળ કારણરૂપ કરિને કહે છે;

**(દોહો)** **(કામ બીજ સર્વ કર્મકો, દોષનકો સિરંદાર;**

**દોષદુઃખ સબ રહત હે, સબહી યાકી લાર ). (૮)**

**ટિકા**—લૌકીક વૈદીક પુણ્યપાપાદીક વિગેરે જેટલાં જગતમાં કર્મ છે તે સર્વનું કામના છે તે બીજ છે; કેમકે ફળની ઇચ્છા વીના કર્મ થાય નહિં. ઇચ્છાથીજ સર્વ પ્રવૃત્તિ થાય છે; અને રાગદ્વેષાદી જે સર્વ દોષરૂપ ફોજ; તેનો કામ છે તે સરદાર (ઉપરિ) છે; કેમકે સર્વદોષ; અને દોષજનીત જે આલોક પરલોકનાં સરવે દુઃખ, તે તો રાજાની પાછળ ફોજની પેઠેજ સદાય કામની પાછળજ ફરે છે;(૮) તે વિષે ગીતાજીમાં શ્રીભગવાને કહ્યું છે.

**ध्यायतो विषयान्पुंसःसंगस्तेषूपजायते ॥ गी० अ०॥२॥जो॰**
**संगात्संजायतेकामःकामात्क्रोधोभिजायते श्लो० ६२**

**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ॥**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशोबुद्धिनाशा प्रणश्यति श्लो० ६३**

**તેનો અર્થ**-વિષય મેળવવાની ઇચ્છા કરીને સદાય કાંન્તાદી વિષયનું ચિંત્વન કરતો જે પુરૂષ છે; તે પુરૂષને તે વિષયને વિષે સંગ; દ્રઢ આશક્તિ; અથવા વિષયનો સંબંધ થાય છે; તે વિષય સંબંધથી વિર્ય સ્ખલિતરૂપ કામ ઉત્પન્ન થાય છે; તે કામના વિષયમાં કોઇ અટકાયત કરે; તેથી ક્રોધ ઉત્પન્ન થાય છે; ક્રોધને વશ થયા પછી કૃત અકૃત્યના અવિવેકરૂપ સંમોહ ઉત્પન્ન થાય છે; સંમોહથી તત્ત્વ નીશ્ચયરૂપ જ્ઞાનનો નાશ થાય છે; ને જ્ઞાનના નાશથી પુરૂષ નષ્ટપ્રાયઃ જડ થાય છે; તે સર્વ દોષો એક કામનાની પાછળ પેદા થાય છે; માટે મુમુક્ષુએ પ્રથમ કામનાનોજ ત્યાગ કરવો.

(દોહો) તૃષ્ણા બંધન બાંધીયો, જીવ પશુકી નાંહિ;
ખેંચ્યો ખેંચ્યો ફીરતહૈ, દસોદીશા કે માંહિ. ) (૯)

( ટિકા ) આ જીવ જે છે તે; જેમ પશુને દોરડાથી બાંધીને જ્યાં ખેંચીને લૈ જાય ત્યાં ચાલ્યું જાય; તેમ આ જીવ પણ તૃષ્ણારૂપી દોરડીથી વિષયની સાથે બંધાણો છે તેથી તે વિષયને માટે દશે દીશામાં માનો કે વિષયનો ખેંચ્યો ફરે છે; તેથીજ એવો ફર્યો છે; કેમકે જો ધનાદીક વિષયની કામના ન હોય તો વિષયના ઉધ્યમની વીશે પુરૂષની પ્રવૃત્તિ ન હોય; પણ તે તો પ્રગટ દેખાયછે; માટે કામનાનો માર્યો દશે દીશામાં ફરે છે. (૯)

(દોહો) ( તૃષ્ણા નચાયા નચત હૈ, સબ જગ નાના નાચ;
બીન તૃષ્ણા કોઉ જના; કછૈ ન કોઉ કાછ. (૧૦)

( ટિકા ) આ જગ્તરૂપી રંગભુમીને વિષે તૃષ્ણારૂપી નટિના નચાવ્યા સર્વ જીવરૂપી જે એકટરો છે; તે પશુ, પક્ષી, મનુષ્યાદી, એવા અનેક નાના પ્રકારના વેશને ધારણ કરીને નાના પ્રકારના નાચ નાચી રહ્યા છે. અર્થાત્ વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરી રહ્યા છે; કેમકે જે કામનારહિત પુર્ણકામ નર છે, તે ફરી દેહરૂપ પોશાકને નથી ધારણ કરતો, ( અર્થાત્ તેવા તૃષ્ણારહિત પુરૂષનો છેલ્લો દેહ છે. ફરિ જન્મમરણની ધટમાળમાં ધ્રુંચાવાનો નથી. ) (૧૦)

(દોહો) તૃષ્ણા સ્ત્રી ફેર્યો ફીરૈ, જન ચરખો બહુ ફેર;
દુઃખ શબ્દ ના ના કરૈ, ગલબંધન સુત ઢેર. )(૧૧)

( ટીકા ) જન્મમરણમાં અથડાતો જીવ જે છે, તે ચરખાની પેઠ તૃષ્ણારૂપી સ્ત્રીનો ફેરવ્યો નાના પ્રકારની યોનિયોમાં ફરિ ફરિને

ફર્યાજ કરે છે; અને ફરતાં ફરતાં રેંટિયાની પેઠે વિવિધ પ્રકારનાં દુઃખોથી બરાડા પાડે છે. વળી રેંટિયો જેમ ફર્યા કરિને પોતાથીજ પોતાની ત્રાકરૂપી ગળાંને બંધનરૂપી જે સુતર, તેને ઉત્પન્ન કરે છે; તેમ આ જીવ પણ ફરિ ફરિને પોતાને બંધનરૂપ નાના પ્રકારના કર્મોને ઉત્પન્ન કરે છે. (૧૧)

(દોહો) (તૃષ્ણા સ્રી હત્યો ગેંદ જન, ધર ઉડ પડ ભુ માંહીં;
માર્યો માર્યો ફીરતહૈ, થીરતા પકરે નાંહીં. (૧૨)

(ટીકા)–જેમ ગેડી દડે રમતિ છોકરિ, અને તે છોકરિનો ફેંકેલો દડો; જેમ જમીન ઉપરથી ઉંચો ચડેછે. ને ઉંચેથી નીચે પડે છે, તેમ તૃષ્ણારૂપી છોકરિનો ફેંકેલો જીવ (રૂપી દડો) પૃથ્વી ઉપર શુભ કર્મ કરિને સ્વર્ગમાં ચડે છે; ને પાછો સ્વર્ગમાં પુન્ય ખુટાડીને પાપકર્મ કરિને નર્કમાં પડે છે; એમ વાસ્નાનો માર્યો જીવ ભટકયા કરે છે. પરંતુ કયાંય જરા પણ સ્થીર ઠરિ શકતો નથી. (૧૨)

(દોહો) (તૃષ્ણા વેશ્યા નિતનઇ, નીત્ય નયેકું ચહાય;
વિષય કરત હૈ સબનંકું, તોહુ નાંહીં અધાય.) (૧૩)

(ટીકા)–જેમ વેસ્યા નવા નવા પુરૂષને ઘરમાં પુરિને નવા નવા બીજા પુરૂષોની પણ ચાહના કરે છે, અને સર્વ પુરૂષથી વિષયભોગ કરે છે, તોપણ ધરાતી નથી; તેમ વ્યભીચારણી તૃષ્ણા પણ ક્ષણ ક્ષણપ્રતિ નવાં નવાં રૂપધારિને દશે ઇંદ્રિયોથી કરિને નવા નવા વિષયની ચાહના કરે છે; અને સારા માઠા બધા વિષયને ગ્રહણ કરે છે. તોપણ તૃષ્ણા ધરાતી નથી, માટે મુમુક્ષુએ એવી તૃષ્ણારૂપી રાક્ષસી વેશ્યાને હૃદયરૂપી ઘરમાં પેસવા દેવી જોયે નહીં. (૧૩)

(દોહો) ( તૃષ્ણા કૃષ્ણા યામની, સુંનૈ ન કુંકરહિ અંધ;
વ્યર્થ ભય ભ્રમ ઉત્પન કરૈ, કરૈ સુ ચિત્તકું મંદ.)(૧૪)

( ટીકા )-વળી એ તૃષ્ણા કેવી છે, જેવી ભાદરવા મહિનાની અંધારિ રાત્રી હોય તેવી છે; કેમકે તે રાત્રી જેમ સારાં નેત્ર વાળાને પણ અંધા કરી દેછે; ને જ્યાં સર્પ ચોર વિગેરે ન હોય ત્યાં પણ વ્યર્થ સર્પ ચોરાદીની ભ્રાંતિને લીધે ભયને ઉત્પન્ન કરે છે; અને વળી જાગતા હોંશીયાર પુરૂષોને પણ નિદ્રા ઉત્પન્ન કરિને, મંદ જડ જેવા કરી દે છે; તેમ તૃષ્ણાની વ્યાપ્તીથી ચિત્તમાં આત્મા અનાત્માનો વિવેક નથી જણાતો. માટે તૃષ્ણા અંધારિ રાત્રી જેવી છે, અને વળી પોતે જે પુરૂષને વરિ; તેને પણ અંધ એટલે કૃત્ય અકૃત્યના વીવેકથી રહિત કરી દે છે. અને પરાય સ્રી તથા પરાયાં દ્રવ્યાદીક વિષયોમાં આ મને મળશે એવી વ્યર્થ ભ્રાંતી ઉત્પન્ન કરે છે; અને રાત્રીની પેઠે વીવેકવાન પુરૂષને પણ જડ જેવો અજ્ઞાની બનાવી દે છે. માટે મુમુક્ષુઓ એ તે તૃષ્ણાને કદી અંગીકાર ન કરવી. (૧૪)

(દોહો) ( તૃષ્ણા કૃષ્ણા રાછસી, દૌરત હૈ મુખફાર;
ગ્રસન કરત હૈ સબનકુ, તોહુ ભરૈ ન કુખાર. )(૧૫)

( ટીકા )-વળી જેમ કાળી રાક્ષસિ વિકાળ મુખ ફાડિને દોડે, તેને જે હડફેટમાં આવે તે બધાંને ખાતી જાય; તોપણ તેનું. પેટ ભરાતું નથી. તેમ આ તૃષ્ણા રાંક્ષસિ પણ નાના પ્રકારના દોષોથી મેલી છે, માટે કાળિ કહિ છે; ને દશ ઇંદ્રિયોરૂપ દશ મહોઢાં ફાડિને દશે દીશામાં દોડતી ફરે છે; ને તે શુદ્ધ અશુદ્ધ જે કાંઇ વિષય માત્ર હડફેટ ચડે તેનું ગ્રહણ કરી લે છે. તોપણ તેનો પેટરૂપી ખાડો

ભરાતો નથી, એવો દુર્ભર છે; માટે મુમુક્ષુ ( મોક્ષની ઇચ્છાવાળા ) તેવી તૃષ્ણાનો ત્યાગ કરે છે. (૧૫) હવે તે તૃષ્ણાનું દુર્ભર્તાપણું દેખાડેછે.

(દોહો ( પેટ ભરે ઘર કામ પુનઃ પાયક સુખકો સાજ;
મન નભ રૈ સંતોષ બીન, મીલે ત્રીલોકી રાજ.)(૧૬)

( ટીકા )–સુંખની સામગ્રી દ્રવ્યાદીકથી કરીને દાળિદ્રિનું પેટ ભરાય જાય, વધારે મળે તો ઘર પણ ભરાય જાય; તેથી વધારે મળે તો તે સમૃદ્ધિથી આખું ગામ પણ ભરાય જાય. પરંતુ જે કામનાનું પેટ તૃષ્ણા છે. તે તો ત્રૈલોકનું રાજ્ય મળે તોપણ ભરાય નહીં. (૧૬) તે દ્રષ્ટાંત આપીને બતાવે છે.

(દોહો) ( ભરૈ ભરૈ, રિતો, કો, રિતો; તૃષ્ણા ભાજન કાનો;
યાકે પીછે લગી મરૈ, જન હૈ બડો દીવાનો.)(૧૭)

( ટીકા )–જેમ ઘણા છીદ્રવાળી ચારણીને કોય જળથી ભરિ રાખવા ચાહે, તે મોટો મુર્ખ કહેવાય; કેમકે તેમાં છીદ્ર ઘણાં છે. તેથી તેમાં સો મણ પાણી નાંખો તોપણ તે ભરાય નહીં; તેવી બહુ જ દોષવાળી તૃષ્ણા છે. તે સર્વ જગતના વૈભવથી પણ પુરિ થવાની નથી, કેમકે તેનો એવો ખાલી થવાનો સ્વભાવજ છે; જો એક રૂપીયાની આશા હોય, ને એક મળે તો દસની થાય; દસ મળે તો સોની થાય; સો મળે તો હજારની થાય, એટલે આ તૃષ્ણા જેટલે કરીને ખાલી છે; તેટલું તેમાં ભરો તો તેથી દશ ઘણી વધારે ખાલી થાય છે; એવો એનો દુર્ભર સ્વભાવ છે, તોપણ એવી દુર્ભરને ભરવાના અભીલાષથી જે જન હઠ કરીને મથ્યા મમત કરે છે તે મોટો બેવકુફ છે. (૧૭) ફરિને પણ તેની દુર્ભતા દેખાડી છે.

(દોહો) ( સુંન ઉદર આકાસકું, ભરૈ, પ્રકાશ, તમ, હોય;
વા તૃષ્ણા દુર્ભર, ન, ભરૈ, ભરૈ ત્યું રિતિ હોય.)(૧૮)

( ટીકા )—જુવો કે જગતમાં નજ ભરાય એવું જે દુર્ભર આકાશ છે, તેનું પેટ ખાલી છે; તેને કોય પુરૂષ વૈભવથી કરીને પરિપુર્ણ કરવા સમર્થ નથી, તોપણ તેને સુર્ય પ્રકાશથી કરીને ભરિ દે છે; ને રાત્રી અંધારાંથી કરિને ભરી દે છે. માટે આકાશ શુન્ય ઉદર છે તોપણ તેને દીવસ અજવાળાથી ને રાત્રી અંધારાથી પરિપુર્ણ ભરિ દે છે; પરંતુ આ તૃષ્ણા તો કોય વૈભવાદીથી કદી પુર્ણ થવાની નથી. કેમકે તેને જેમ ભરો તેમ વધારે ખાલી થવાનો સ્વભાવ છે. માટે તૃષ્ણાનો ત્યાગ કરીને સંતોષનું સેવન કરવું એજ મુમુક્ષુને ઉચિત છે. (૧૦)

(દોહો) દુરભરણ કું સકૈ નહીં, વાસું પચૈ ગંવાર,
સંત સંતોષ સું મૈત્રી, તજહીં તૃષ્ણા નારિ. )(૧૯)

( ટીકા )—તે અપુર્ણ તૃષ્ણાને સંપૂર્ણ કરવા કોય શક્તિમાન્ નથી થયું. તોપણ તેને પુરિ કરવા માટે જે લોકો પચિ મરે છે તે મોટા મૂર્ખ છે, પરંતુ જે વીવેકી સંત છે તે તો સંતોષથી મીત્રાય કરે છે; સંતનું દ્રવ્ય સંતોષજ છે. સાધુપુરૂષ સંતોષની ઉપાસનાના બળથી કરીને તૃષ્ણારૂપ કુભાર્યાનો ત્યાગજ કરિ દે છે, કેમકે તે રંડા સદા સર્વદા પુરૂષને દુઃખનીજ દાતા છે; સુખ દેનારી છેજ નહિ. (૧૯) હવે તેનું કુભાર્યાપણું કહ્યું છે.

(દોહો) ( ઘરની પુરૂષ પ્રવર્તની, તૃષ્ણા દુઃખ સુત ખાની;
જાકૈ રૂઠિકૈ ઉઠ ગઇ, સોજન સુખીહી જાની.) (૨૦)

( ટીકા )—તે તૃષ્ણા છે, તે પુરૂષ માત્રના ઘરની ઘર ધણીયાણી કુભાર્યા છે; તેથી આ લાવ્ય આલાવ્ય એમ માગ્યાજ કરે છે. અને પોતાના સ્વાર્થને માટે પુરૂષને કુકર્મમાં પ્રવર્તાવે છે, અને તેનાથી કર્મો કરાવીને આલોક પરલોકના અનેક દુઃખ રૂપ છોકરાંઓને ઉત્પન્ન કરે છે; માટે દુઃખ રૂપ છોકરાંઓની તે મોટી ખાણ છે. એવી તૃષ્ણા રૂપ કુભાર્યા છે; તે જે પુરૂષ સાધુ સંતોષથી મીત્રાય કરે. તે પુરૂષના અપરાધથી તે પુરૂષની સાથે રિસાયને તેની પાસેથી ઉઠીને ભાગી જાય છે, અર્થાત તે પુરૂષનું ઘર તે નથી ચલાવતી; એવા પુરૂષને જગતમાં સુખી જાણવા, અને તૃષ્ણારૂપ કુભાર્યા વાળા સૌ દુઃખી જાણવા. (૨૦) તે બતાવે છે.

(દોહો) ( સોસુખીયા યા જગતમેં, પાયો પરમ સંતોષ;
ઔર દુઃખી સબ જાંનીએં, ભરે જે તૃષ્ણા દોષ.(૨૧)

ટિકા—આ જગતમાં જે પુરૂષને સંતોષ પ્રાપ્ત થયો છે; તેજ પુર્ણ સુખીયો છે; અને જે તૃષ્ણારૂપ દોષથી ભરેલા છે; તે સૌ દુઃખી છે. (૨૧)

(દોહો) (સુભ ગુનકું દુખન કરૈ, દુખન ભુખન કાય;
તૃષ્ણા દુરહીં કીજીયેં, હૈ યા બડી બલાય ).(૨૨)

.ટિકા—ભક્તિજ્ઞાનાદી જેટલાં સારાં આચરણ જે મોક્ષનાં હેતુ છે, તે સર્વને તૃષ્ણા દુષીત કરે છે અર્થાત કલંક લગાડે છે; કેમકે ભક્તિ મોક્ષનો હેતુ છે પરંતુ ભક્તિમાં સકામતારૂપ કલંક લાગી જાય તો કાંય મોક્ષ થાય નહીં; એમ તપત્યાગજ્ઞાનાદીક સર્વ સારાં સાધનોને માટે સમજી લેવું; અને જગતમાં જેટલાં દુષણ છે, તે

સર્વ તૃષ્ણાના અંગનાં આભુષણ ( ઘરેણાં ) છે; કેમકે તે પાપણી દોષરૂપ શ્રંગારથીજ શોભે છે; માટે કુભાર્યાની પેઠે તેનાં નાકકાન કાપીને ઘરમાંથી કાઢિજ મુકવી; તે રાક્ષસી તૃષ્ણા રંડીને રાખવી નહીં; કેમકે તે મહા અનર્થને ઉત્પન્ન કરનારિ છે. (૨૨)

(દોહો) (ચંડાલ કન્યા સોહૈ નહીં, બ્રાહ્મનકે ઘરમાંહીં;
ત્યુ ભલોં સાધુકે ચિત્ત વિષેં, તૃષ્ણા સોહૈ નાંહી.)(૨૩)

ટિકા—જેમ બ્રાહ્મણને મહાકલંકરૂપ ચંડાળની કન્યા જે ભંગીયાણી; તેને રાખવાથી બ્રાહ્મણના ઘરની શોભા નહીં; તેમ સાધુના ચિતની પણ અજ્ઞાનરૂપ ચંડાળની કન્યા જે દુષણરૂપ તૃષ્ણા છે; તેનાથી શોભા નહીં. (૨૩)

(દોહો) (બ્રાહ્મનત્વ રહૈ નહીં; ચંડાલી કે સંગ;
ત્યું સાધુત્વ નહીં રહૈ, યા તૃષ્ણાકે પ્રસંગ). (૨૪)

ટિકા—જેમ ચંડાલણી (ભંગીયાણી) ની સાથે ખાવાપીવા સુવાથી બ્રાહ્મણનુ બ્રાહ્મપણ અર્થાત બ્રહ્મત્ર (બ્રહ્મતેજ) રહે નહી તેમ આ તૃષ્ણાના પ્રસંગમાં રહેવાથી સાધુ પુરૂષનું સાધુત્વ અર્થાત સાધુપણ રહે નહીં. (૨૪)

(દોહો) (છીદ્ર પાયો જબ ચાહનૈં, સબ દોષવાકી લાર;
સાધુત્વ ઉહાં કહાં રહૈ, ભયો દોષ સંચાર ) (૨૫)

ટિકા—થોડો પણ અવકાશ તૃષ્ણાને આપ્યો તો તેની પાછળ ક્રોદ્ધાદી સર્વ દોષો આવી પહોંચશે; અને જ્યાં દોષોની પ્રાપ્તી થઇ ત્યાં પછી સાધુતા કેમ રહેશે; માટે મુમુક્ષુને તો સર્વથા તૃષ્ણાનો ત્યાગ કરવો. ૨૫ વળી તૃષ્ણાને ત્યાગવાનું બીજું પણ કારણ બતાવેછે.

(દોહો) (બડે બડે ગુનવાનકે, અનાદ્રકારન જાની;
તૃષ્ણા દુરહિ કીજીયેં, કરે સુભ ગુનકી હાની).(૨૬)

ટિકા--જે પુરૂષો ત્યાગી છે અને મહાવૈરાગ્ય છે જેના મનમાં તેની આગળ બીજાં લોકો આવીને દ્રવ્યાદી વિષયો આપવા માટે કરગરે છે; તોપણ તે જરાપણ તે વિષયની દરકાર નથી કરતા અને તેની સામું પણ નથી જોતા; એવા વૈરાગ્યવાનને પણ જ્યારે ચાહના થઇ ત્યારે તે નીચને પણ પગે પડે છે; પરંતુ તે નીચ એ મહા-પુરૂષની સામું પણ નથી જોતો; એવી ચાહનાથી કરિને વૈરાગ્યવાનનો પણ અનાદર થાય છે; એવી રીતે વિદ્યાવાનનું જ્ઞાનવાનનું અને સર્વ ગુણવાનનું એક તૃષ્ણા છે એજ અપમાન કરાવે છે; માટે તેને તેવી જાણીને દુરજ કરિ દેવી; તેને રાખવાથી જીવનું કલ્યાણ નથી; કેમકે તે સર્વ શુભગુણોને દુષીત કરે છે. ૨૬ તે દોષો દેખાડે છે.

(દોહો) ( માન મીટૈ આદર ઘટૈ, સાંતિ કાંતિ દુરિ હોય;
તૃષ્ણાકી છાંયા પરૈ, સુભ ગુન રહૈ ન કોય.) (૨૭.)

ટિકા—જગતમાં જેનું અતિશે બહુજ માન છે એવા પુરૂષ પણ ચાહના કરીને યાચના કરવાથી તેના માનનો ભંગ થાય છે; ચાહના (આશા) કરિને બીજાંને ઘેર જાવાથી આદરનો નાશ થાય છે; અર્થાત અનાદર થાય છે; અને શાંતિવાન પુરૂષના ચિત્તમાં પણ ચાહના ઉત્પન્ન થવાથી તે શાંતિનો નાશ થાય છે; કેમકે ચાહનાના વિષયની પ્રાપ્તીના વિકલ્પે કરિને ચિત્ત વિક્ષેપવાળું થાય છે; અને ચાહનાવાન પુરૂષના મુખની કાંતિ પણ દુર થૈ જાય છે; કેમકે ચાહ-નાને લીધે દીનતા આવવાથી મુખની શોભા રેહેતિ નથી; અને જ્યારે ચિત્તમાં તૃષ્ણાની છાંયા પડી કે તુરત શુભ ગુણ એક પણ

રેહેતો નથી; બધા ભાગી જાય છે. (૨૭) તે વિષે કહે છે;

(દોહો) (ધૃતિધૈર્યકું ન ધરૈ, લાજ જાત હ ભાજ;
સ્વાધિનતા વીના રહૈ, સુનિ તૃષ્ણા તોપ અવાજ.) (૨૮)

ટિકા—જેમ તોપના ભડાકા સાંભળિને યોદ્ધા યુદ્ધ ભુમીમાંથી મોર્ચા છોડીને ભાગે; તેમ તૃષ્ણાની ધમકથી સર્વ સદ્‌ગુણોનો સમુદાય છે તે ભાગી જાય છે; તૃષ્ણા આવવાથી પુરૂષની ધીરજ છે તે ધૈર્ય પણાને છોડી દે છે; કેમકે મનમાં નાના પ્રકારના વિકલ્પ થાય છે; અર્થાત વિવિધ પ્રકારના વિચાર થાય છે; અને વળી જેમ કોય પુરૂષ પોતાની રાખેલી રાંડને ઘરમાં લ્યાવે કે તુરત આગળની પરણેલી સ્ત્રી રિસાઇને ભાગી જાય તેમ તૃષ્ણા આવવાથી લાજ જે છે; તે ભાગી જાય છે; અને તે પુરૂષ પછી નિર્લજ્જ થૈને કોડિ અને દમડી માગવા લાગી જાય છે; વળી તૃષ્ણા આવવાથી પુરૂષની સ્વાધિનતા પણ રેહેતિ નથી; કેમકે દમડી દે તેનો દાસ થૈ જાય છે. (૨૮)

(દોહો) (જ્ઞાન ધ્યાન વી ન રહૈ, ભાગે ત્યાગ વિરાગ,
શુદ્ધ ગુનપટ દુષીત કરૈ; યા તૃષ્ણા કૃષ્ણા દાગ).(૨૯)

ટિકા—તૃષ્ણા આવવાથી પુરૂષનો વિવેક પણ રહે નહિ; કેમકે આત્માને વિષે કર્તુત્વ ભોગતૃત્વ બુદ્ધિ થાય છે; તેથી જ્ઞાન ધ્યાન પણ રહેતું નથી; કારણકે ચિત્ત વિક્ષિપ્ત થાય છે; અને ત્યાગ ત્યા ઉદારપણું પણ નથી રહેતું કેમકે મનમાં કંગાલપણું અને કૃપણતા અર્થાત્ દીનતા અને લોભ આવે છે; અને વૈરાગ્ય પણ નથી રહેતો; કેમકે રાગપૂર્વક તૃષ્ણાની ઉત્પત્તિ થાય છે; એવા સર્વસદ્‌ગુણરૂપી ઉજ્વળ પટ છે; તેને તૃષ્ણારૂપી કાળો ગળિનો ડાઘ છે. તે દુષીત કરે છે; જેમ પવિત્ર વસ્ત્ર હોય પણ તેમાં ગળિનો ડાઘ લાગે તો

પછી તે વસ્ત્ર દેવશેવાના કામમાં લાગે નહીં; તેમ મોક્ષના હેતુરૂપ જે સારા સદ્દગુણો; તથા ઈશ્વરની ભક્તિ વિગેરે છે; તેમાં પણ કામનારૂપ કલંક લાગ્યુ તો પછી તે જીવ મોક્ષના કામનો નથી; માટે મુમુક્ષુને તો સદા કામનાનો ત્યાગ કરવો. (૨૯)

(દોહો) (જબ કૌડિ કી ચાહ ભઇ, તબ કૌડિકો હોય;
 જબકૌડિકી ચાહ ગઇ, તબ કૌડિ ધ્વજ સોઇ.)(૩૦)

(ટિકા)—અચાહ એટલે ચાહના વગરનો જે બીનલાલચુ પુરૂષ છે, તે અમુલ્ય છે પરંતુ જો કોડિની પણ ચાહના (લાલચ) થઇ તો તેનું પણ કોડિનું મૂલ્ય થાય છે. અને જ્યારે મનમાં કોડિની પણ ચાહત નથી. તો તે કોટિધ્વજ છે, એમ જાણવું. (૩૦)

(દોહા) જબ લગ આસા અર્થકી, તબ લગ સબકો દાસ;
 તબ સુદાસ સબ હોત હૈ, જબચિત્ત ભયો નિરાશ.)(૩૧)

(ટીકા)—જ્યાં સુધી મનમાં અર્થ મેળવવાની આશા છે, ત્યાં સુધી તેને બધનો દાસ બનીને રહેવું પડે છે; પણ જ્યારે મનમાં કોયની પણ આશા કરતો નથી એવો બીનલાલચુ રહે છે તો તેના સહુ દાસ બની રહે છે. (૩૧)

(દોહા) આસા કો ભયુ દાસ જબ, તબ સબકો ભયુ દાસ;
 સર્વ દાસ યાકે ભયે, જબ દાસી ભઇ આસ, ) (૩૨)

(ટીકા)—જ્યારે પુરૂષ આશાને વશ થાય છે, ત્યારે અર્થની પ્રાપ્તિ કરવા માટે સહુનિ ખુશામત કરે છે અને જો પુરૂષે પોતાની આશાને વશ કરી લીધી તો સહુ તેના ચાકર થૈને રહે છે. (૩૨)

(દોહો) (જો આસા કે વશ નહિ, સો દેવન વશ નાંહિં;
 જો આસા કે વસ ભયો, પરૈ નીચકે પાહીં.) (૩૩)

(ટીકા)—જેને મરણપર્યંત કોઇની આશા નથી ને કેવળ નિ-રાશાપણું રાખીને જગતમાં જે વિચરે છે, તેને દેવતાઓ પણ કાંઇ કરી શકવાને સમર્થ નથી; અને જે અર્થની આશામાં બંધાયેલા છે. તે નીચ સ્ત્રીઆદીકને પણ પગે પડે એમાં કાંય આશ્ચર્ય નથી. (૩૩)

(દોહો) (સબ આસા કે દાસ હ, આસા દાસી જાહિ;
સો દાસીકા દાસસું કહા માંગે કહા ચાહી.) (૩૪)

(ટીકા)—જગતમાં જે કોઈ આશાને વશ છે તે સહુ આશાના દાસ છે, એવી સહુને વશ કરનારી જે આશા; તેને જે પુરૂષે વશ કરી રાખી છે. તે પુરૂષ પોતાની દાસી જે આશા, તેના દાસ જે આશાવાન પુરૂષ; તેની પાસેથી શું માગે. કેમકે જે ઉપરિ હોય તેને પોતાની દાસીના નોકર પાસે દીનતાથી માગવું ઉચ્ચિત નથી. (૩૪) (શંકા) ત્યારે રાજા નોકર પાસે ને ગુરૂ શિષ્ય પાસે કેમ માગે છે, ત્યાં સમાધાન કરી કહે છે.

(દોહો) ( જો દાસનસું માંગનાં, અરૂ આદર સ્વીકાર;
સુહુકુમ અનુગ્રહ માનીયે, અન આસબંદ્ધ વ્યવહાર)(૩૫)

( ટીકા )—નોકર પાસે ચીજ માગવી તે યાચના નહિં પણ હુકમ કહેવાય, અને નોકરને જે માન આપીયે; તે ખુશામત નહીં પણ અનુગ્રહ કહેવાય. પરંતુ જે આશાને વશ થઇને દીન ચિત્ત કરીને માગવું, તે યાચવું કહેવાય; અને દીન ચિત્ત કરીને વિનય વખાણ સ્તુતિ જે કરવી, તેનું નામ ખુશામત કહેવાય, માટે ગરૂ આદિકનો શિષ્ય પ્રત્યે જે વ્યવહાર છે. તે આશાબંદ્ધનો વ્યવહાર નથી. ૩૫ હવે જેમ રંગ ચડાવેલ ચાંદીના દડાનો રંગ, રંગ ચડ-વાથી રંગીન લાલ, કાળો વિગેરે દેખાય છે; પણ સ્વભાવીક સાળ

કાળો નથી જળ મીશ્રીત રંગથી લાવ, કાળો દેખાયછે. તેમ જે જીવ ઇશ્વરનો અંશ ચૈતન્ય સ્વરૂપ છે; તેનું આશાનો રંગ ચડવાથી જીવ પણું જે થયું છે. તે ચાહનાથી થયું છે; એમ કહે છે.

(દોહો) ( ભયો ભીખારિ ચાહતે, તાબીનહુ ધરત સર્વેસ
ચાહન કરિ કે હૈ, જગમૈ નાનાવેસ. ) ૩૬

(ટકા)—જીવ જે છે તે મુળે ચૈતન્ય ઇશ્વરનો અંશ છે; માટે સર્વનો ઇશ્વર છે. કેમકે રઘુપતિ શ્રી રામ ચંદ્રજીનોજ પુત્ર છે. પરંતુ તૃષ્ણાનો સંગ કરીને કંગાલ થઇ રહ્યો છે. અનેક વાસનાથી કરીને જગતમાં ગદ્ધા કુત્તાદીક નાના પ્રકારના દેહ ધરીને દુર્દશાને પામ્યો છે. (૩૬) આ અર્થને દ્રષ્ટાંત આપીને દ્રઢ કરે છે. બે દોહાથી સમજાવે છે.

(દોહો) ( મંગતીને મંગતો કિયો, જયુબડ કુલકો બાલ,
જ્યું તૃષ્ણા સંગ લાગી કે, હો રહ્યો અતિ કંગાલ).(૩૭)

ટિકા—જેમ કોય રાજાનો કુંવર નાચ કરનારિ રંડીના રૂપ તથા રાગ જોયને તેનામાં મ્હોવાય ને તે નાયકાની વાસે ચાલી નીકળે; તો તે વેશ્યા તેને પોતાનો ભડવો કરીને રાખે; તેમ જે સદા માગતો ફરે છે એવી તૃષ્ણા; તેની પાછળ મોહિને ચાલી નીકળનાર ઇશ્વરનો અંશી જે આ જીવ; તે પણ અતિ કંગાલ થૈને માગતોજ ફરે છે. (૩૭)

(દોહા) (જયું ભેડનકે સંગતે, કૈસરિ રાજકુમાર;
ભેડન સરિખો હો રહ્યો, કરૈ ભેડકિ પુકાર). (૩૮)

ટિકા—જેમ ગાડરના ટોળામાં કયાંયથી નાનું સિંહનું બચ્ચું ભળિ ગયું; તે ગાડરાં જેવું બનીને ઘણા દીવસ ગાડરના ટોળાં સાથે

રડયું; અને તેથી પોતાનું જાતિસ્વરૂપ ભુલીને ગાડરાંના સ્વભાવ પ્રમાણે વ્યવહાર કરવા લાગ્યું; તેમ જે જીવ છે; તેને પણ અજ્ઞાન વ્યાપવાથી આત્મસ્વરૂપને ભુલીને અનાત્મ જ્ઞાનના સમુદાયવાળા લોકોમાં ભળીને તેમાંજ તન્મય થૈ રહ્યો છે; અને દેહ છે તે હુંજ છું એમ સમજીને અનાત્મા જેવો વ્યવહાર કરવા લાગ્યો છે. (૩૮)

(દોહો)(જો લા ચાહત ચિત્ત મ બસૈ, તૌ લૈં અતિ કંગાલ;
લછપતિ ભયો તો કહા ભયો, કહા ભયો ભુપાલ)(૩૯)

**ટિકા**—મોટો લક્ષાધિપતિ કે ચક્રવર્તિ રાજા થાય, તેથી કાંઇ મોટાય સિદ્ધ થૈ કહેવાય; ન જ કહેવાય, કેમકે જ્યાં જ્યાંથી અર્થ મેળવવાની ગરજરૂપી તૃષ્ણા ચિત્તમાં છે, ત્યાં ત્યાંથી માગવાપણું મટયું નથી; માટે એવા મોટા પણ તૃષ્ણાવાન હોય તો કંગાલજ સમજવા. (૩૯)

તેને દ્રષ્ટાંત દૈને સિદ્ધ કરે છે.

(દોહો)(તુચ્છ અર્થકિ ચાહ કર, તુછજન આગૈ દીન;
તુચ્છ હાડકી ચાહત, ઇંદ્ર જાચના કીન.) (૪૦)

**ટિકા**—મોટા ગુણવાન છે તે પણ તુચ્છ વસ્તુની ચાહના કરીને નીચની પાસે પણ દીનતા જણાવે છે. જેમ અમરાવતિ (સ્વર્ગ) નો રાજા ઇંદ્ર તેને પણ ચાહનાયે ભીખારિ કર્યો; ને તે ભીખ પણ વળી શેની મગાવી, કે હાડકાંની કે જેને કોય અતિ કંગાલ પણ માગે નહીં; ને તેમાં પણ વળી માણસનું હાડકું, કે જેને ચંડાળ પણ ગ્રહણ કરે નહીં; અને વળી તે પોતે ત્રણ લોકનો રાજા તે એક ભીક્ષુક બ્રાહ્મણની પાસે માગવા ગયો, દેખો તે તૃષ્ણા-

નાં ચરિત્ર કે એવા મોટા રાજાને પણ તૃષ્ણાયે ભાઝુરનો પણ ભીક્ષુક બનાવ્યો, તોપછી બીજાનું તો કહેવુંજ શું; માટે હે મનુષ્ય દેહ પ્રાપ્ત થયેલ જીવો, આ દેવતાઓને પણ દુર્લભ; એવું જે માનવ તન તેમાં આવીને મોક્ષ મેળવવાને ઇચ્છતા હો તો તૃષ્ણાનો ત્યાગ કરો.(૪૦)

**(દોહો)(અરબ ખરબ હુ ધન મીલ્યો, ઉદય અસ્ત લોંદેશ;**
**જો ચિત ચાહત ના મિટિ,(તો)મીલ્યો ન કછુવિ, લેશ )(૪૧)**

**ટિકા**—સો કરોડનો એક અર્વ, એવા સો અર્વનો એક ખર્વ; એટલું દ્રવ્ય કદાચ મળે, અને ઉદીયાચળથી તે અસ્તાચળ પર્યંત; આખી પૃથ્વીનું રાજ્ય મળે, એટલી બધી સમૃદ્ધિ મળે તોપણ જો ચિત્તમાંથી ચાહના ન મટે તો સ્વપ્નામાં મળેલી સમૃદ્ધિની પેઠે કાંઇ રંચ માત્ર પણ નથી મળ્યું; એમ સમજવું, કેમકે તૃષ્ણારૂપી મોટું દાળિદ્ર તો એવું ને એવું બન્યું રહ્યું છે. (૪૧)

**(દોહો)(ચીંતામની મીલિ કામ ધુક, મીલિ કલ્પવૃછકિ છાંહી;**
**જો ચાહ ચિત્ત સેં ન ટરિ,તુ મીલ કછુવી નાંહિ.)(૪૨)**

**ટિકા**—ચીંતામણી, કામધેનુ, અને કલ્પવૃક્ષ મળે તોપણ જો તૃષ્ણા ન ટળે તો કાંઇજ નથી મળ્યું; ને આશાના ભીક્ષુકજ છીયે એમ સમજવું. (૪૨)

**શંકા**—જગતમાં ચીંતામણી, કામધેનુ, અને કલ્પવૃક્ષ, તેની પ્રાપ્તી થાય તો પછી સર્વ લાભની અવધી છે. તેનો તો તમે નિશેધ કરોછો. તોપછી જગતમાં તેના કરતાં મોટો વળી બીજો પરમલાભ કયો છે. ત્યાં દોહાથી સમાધાન કરિને સંતોષજ પરમલાભરૂપ છે એમ સિદ્ધ કરિ બતાવે છે.

(દોહો)(સર્વ લાભકી અવધી હે, જગમેં પરમ સંતોષ;
બીન સંતોષ ન મીટત હે, ચિત્ત ચાહના દોષ.) (૪૩)

ટિકા—ચીંતામણી આદીની પ્રાપ્તીથી સર્વ લાભની અવધી નથી, કેમકે તે મળવાથી બીજું મેળવવાની સમાપ્તી નથી થાતી; બીજું મેળવવાની ચીતવણી ઘણી કરવી પડે છે, માટે સર્વ લાભની અવધી તો નારાયણની પ્રાપ્તી, ને તેથી થયેલો જે પરમ સંતોષ તેજ છે. કેમકે જે મળ્યા પછી બીજું કાંઇ મેળવવાની તૃષ્ણાજ નથી રહેતી, માટે સંતોષ છે તેજ પરમલાભ છે; બાકી ચીંતામણી વિગેરેનો લાભ જે છે તે લાભજ ન કહેવાય. (૪૩)

તે વીષે નીરૂપણ કરે છે.

(દોહો)(સબ પાયે પાયો નહીં, કછુવી બીન સંતોષ;
બીન પાયે પાયો સબ જો મન પાયો સંતોષ.) (૪૪)

ટિકા—એક સંતોષ મન નથી પામ્યું, બાકી આખા જગતનો વૈભવ જીવ પામ્યો છે. તો એક સંતોષ વિના કાંઇજ પામ્યો નથી એમ જાણવું. અને જો તે મન એક નારાયણની પ્રાપ્તી કરીને સંતોષને પામ્યું તો સર્વ વૈભવોની પ્રાપ્તી વિનાજ સર્વ વૈભવોને જીવ પ્રાપ્ત કરિ ચુકયો, કેમકે પછી વૈભવ મેળવવાની ચાહના નથી થાતી. માટે ચાહનાનું ફળ જે તૃષ્ણાનિ નિવૃત્તિ છે, તે થૈ ચુકી (૪૪)

માટે સંતોષની પ્રાપ્તી તેજ મોટો લાભ છે, ચાહક વિષયોની પ્રાપ્તી તે લાભ નહીં એમ હવે કહે છે.

(દોહા)(તૃષ્ણા અગ્ની ઘૃત ભલો, ઇષ્ટ વિષયકો યોગ;
યાતેં સો અતિ બઢિત હે, મીટે ન તૃષ્ણા રોગ.)(૪૫)

ટિકા—ઇષ્ટ વસ્તુની પ્રાપ્તી છે તે તૃષ્ણારૂપી અગ્નીને વધારનાર આચ્છું ઘી છે. કેમકે તેથી તૃષ્ણા ઔર વૃદ્ધી પામેછે; કાંય ઈષ્ટ વસ્તુની પ્રાપ્તીથી તૃષ્ણા અગ્ની નિવૃત થાતી નથી. (૪૫)

(દોહો)(જીહં પાયે તૃષ્ણા બઢે, સુ લાભ નહીં બડિ હાની;
જીહં પાયે તૃષ્ણા મીટે, સુ લાભ બડોહી જાની.) (૪૬)

ટિકા—અને જે દ્રવ્યાદીકની પ્રાપ્તીથી તૃષ્ણા વધે છે, તે લાભ શેનો; તેતો મોટિ હાની કહેવાય, પરંતુ જે મળ્યાથી તૃષ્ણાની નીવૃત્તિ થૈ જાય છે એવો સંતોષજ પરમલાભ જાણવો.

(દોહો) (જ્યું ધાતુ કે ખાયતેં, ભુખ અતિ બઢતિ જાય;
ત્યું ઇષ્ટ અર્થ કે લાભતેં, બઢે તૃષ્ણા કી કાય. )(૪૭)

ટિકા—જેમ ત્રાંબુ, પારો, સલાજીત, ચાંદીનીખાખ, વિગેરે ધાતુને ખાવાથી ભુખ અતિશેં લાગે છે; પણ તે ખાવાથી જેમ ભુખ મટતી નથી; તેમ સ્ત્રી, પુત્ર, દ્રવ્યાદીક, અર્થના લાભથી તૃષ્ણા વધે છે; અને જે મેળવવાથી તૃષ્ણા ન મટિ. પરંતુ વધે જવા લાગી, તો તે મળ્યું તે મળ્યું ન કહેવાય; પરંતુ મળ્યું તો તે કહેવાય કે જે મળ્યાથી તૃષ્ણા શાંત થૈ જાય. (૪૭)

(દોહા) ( સો ખાયો, ખાયો નહીં, જો ભુખ મીટે ન કોય;
સો પાયો પાયો નહિં જો તૃષ્ણા દુર ન હોય.) (૪૮)

ટિકા—જે ખાવાથી ભુખ ન મટે તે ખાધું ન ખાધા બરાબર, જેમ કહેવાય. તેમ જે મળવાથી તૃષ્ણા વધે તે મળ્યું નજ મળ્યું કહેવાય. (૪૮)

(દોહા) સ્વપ્ન ભોજન ભોજન નહીં, મીટે ન અંતર દાહ;
ત્યું ઔર અર્થ કે લાભ તેં,મીટે ન ચિતકી ચાહ.)(૪૯)

ટીકા—જેમ સ્વપ્નામાં ખૂબ ધરાય ને પંચામૃત ભોજન જ-મ્યા, પણ તેથી પેટની અંદર થતો દાહ જે ક્ષુધા; તેની નીવૃત્તિ થાય નહીં અર્થાત્ ભુખ મટે નહીં ને જાગ્યા પછી સ્વપ્નામાં જમેલ ભોજનનો ઓટકાર પણ નથી આવતો માત્ર સ્વપ્નામાં જણાય કે જાણે આપણે જમ્યા, પણ તેથી કાંઇ તન પુષ્ટિ, કે પેટની ક્ષુધા નીવૃત્તિ નથી થાતી માટે સંતોષ વિના બીજા લાભ તે લાભ નજ કહેવાય. કેમકે બીજા અર્થના લાભથી ચિત્તની ચાહના નથી મટતી. (૪૯)

(દોહો) (ભુખ પ્યાસકી જડ કટૈ, જ્યું અમૃત કૈ પાન;
ત્યું સંતોષ પાય થકૈ હોય તૃષ્ણા કી હાન.) (૫૦)

ટિકા—જેમ અમૃત પીવાથી ભુખ તરસનું મૂળ કપાઇ જાય છે, તેમ પરમ સંતોષ પ્રાપ્ત થવાથી સમૂળી તૃષ્ણાનો નાશ થૈ જાય છે; અર્થાત્ તમામ તૃષ્ણા શમી જાય છે. માટે સંતોષનેજ પરમ લાભ જાણવો. (૫૦)

(દોહો) (ઔર લાભ સો લાભ નહીં, લાભ બડો સંતોષ;
જીહીં પાય તૃષ્ણા મીટૈ, સબ દોષ ન કો કોષ.) (૫૧)

ટીકા—સર્વ દોષોનો કોશ (ખજાનો) એવી જે તૃષ્ણા, તે સં-તોષ ને પામવાથી નીવૃત્ત થૈ જાય છે; એવો જે સંતોષ છે તેજ પરમ લાભ છે. તે વીના બીજા લાભ જે કહેવાય છે તે લાભ નથી. ( ૫૧ )

(દોહો) (ઔર સર્વ હિં લાભ હૈં, જંહ લગ નહીં સંતોષ;
લાભ સબૈ તુછ હોત હૈ, જબ આયો પરમ સંતોષ.)(૫૨)

ટીકા—જેમકે કોય કંગાલને સ્વપ્નમાં પણ ચક્રવર્તિ રાજ્ય

ભોગવવાનો અનુભવ ન મળ્યો હોય તેને નાના ગાંમડાની કોટવાળી અથવા પટેલાય કરવાનો લાભ મળે; તો તેને તે મોટો લાભ મળ્યો કહેવાય; તેમ મૂર્ખ લોકોને પરમ લાભ જે સંતોષ, તેની પ્રાપ્તી નથી તેથી મીથ્યા ધનાદીક વિષયની પ્રાપ્તીનેજ મોટો લાભ માને છે. અને જેમ આકાશમાં એક સૂર્યનો ઉદય થવાથી સર્વ તારાઓનું તેજ સૂર્યના તેજની આગળ તુચ્છ થૈ જાય છે. જણાતું નથી, તેમ મન રૂપી આકાશમાં અનેક તારાઓ રૂપી તુચ્છ વિષયના લાલ જે જણાય છે. તે એક પરમ શંતોષ રૂપી સૂર્ય ઉદય થાવાથી ધનાદીના જે તુચ્છતારારૂપી લાભ જણાય છે તે, પરમ સંતોષ આગળ બીલકુલ નથી જણાતા; અર્થાત્ તેની આગળ તુચ્છ થૈ જાય છે. (૫૨)

હવે ત્રણ દોહાથી કિડીનું દ્રષ્ટાંત આપીને તૃષ્ણાવાનને મહા કનિષ્ટ કહે છે.

(દોહો) ( કુંપિ છોટિ તૃષ્ણા બડી, બહુ ઉધ્યમ સંચય જાન;
તૃષ્ણાવાન્ યા જગત મૈં, માનીયેં ચિટિ સમાન.)(૫૩)

**ટીકા**—જેમ કીડીનું પેટ તો બહુજ નાનું હોય છે, પણ તૃષ્ણા બહુજ મોટી હોય- તે તમે કેમ જાણ્યું કે કીડિને બહુજ મોટી તૃષ્ણા છે; તો કહે છે કે કીડીનો ઉધ્યમ ( પ્રયત્ન ) બહુજ જોઇને, કેમકે તેની બહુ ઉધ્યમમાં પ્રવૃત્તિ છે તે તૃષ્ણાનું અનુમાન કરાવી દે છે; તે કીડીયો સદા સર્વદા ઉધ્યમમાંજ લાગી રહે છે; અને તે કીડીનું ખાવું થોડું ને સંચય બહુ કરે છે. તેમ તૃષ્ણાવાનનું પણ પેટ નાનું ને તૃષ્ણા મોટી છે; અર્થાત્ ખાવું થોડું ને નાહકની ઉપાધિને હાય ઓય કરિ કરિને ભેળું ઘણું કરે છે. અને કીડીની પેઠેં દીવસને રાત ધંધામાં ધુળ ધાલ્યા કરે છે પરંતુ નીવૃત્તિ પામીને નારા-

પણનું ધ્યાન બે ઘડી પણ સ્થીર થૈને નથી કરતો; માટે એવા તૃષ્ણાવાનના લક્ષણ કીડી જેવાં છે. તેથી તેને કીડી જેવો અલ્પ જીવ જાણવો. (૫૩) ફરિને પણ કીડીની સરખામણી તૃષ્ણાવાનની સાથે કરે છે.

(દોહો) ( ચીટિ સબ સુંઘત ફીરેં, જહાં તહાં મુખ બ્હાય;
ત્યું વ્યર્થ અર્થ સંકા કરિ, યો સબસું યાચે જાય.)(૫૪)

ટિકા—કીડી જેમ બધે સુંગતી ફરે છે ને ખાવાની વસ્તુની ભ્રાંતિથી જ્યાં ત્યાં મોહું નાખે છે, તેમજ તૃષ્ણાવાન છે તે પણ બધે અર્થનેજ હેરતો ફરે છે; અને વ્યર્થ પણ પ્રાપ્તીની શંકા કરીને જેનિ તેનિ પાસે માગતો ફરે છે. પરંતુ તેની પાસેથી મળે કાંય પણ નહીં. (૫૪)

(દોહો) ( અલ્પ પ્રાપ્ત તુછ હાન તેં, હર્ષિત દુખિત અતિ હોય;
ચીટિ તૃષ્ણાવાન જન, તા તેં અલ્પ જીવ દોય.)(૫૫)

ટિકા—કીડીને એક કણી મીઠાઇની મળે તો જાણે સુવર્ણનો મેરૂ મળ્યો; એવો હર્ષ થાય છે; અને જો તે મીઠાયની કણીને કોય પડાવી લ્યે, તો જાણે સર્વ જીવન ડુબ્યું એવો શોક જણાવતી અત્યંત વિહ્વળ બની જાય છે; તેમ તૃષ્ણાવાનને પણ જરાક કોય અલ્પ વસ્તુની પ્રાપ્તીથી અત્યંત હર્ષ થાય છે; ને તેવી વસ્તુની હાનીથી અત્યંત કલેશ થાય છે; માટે તે બેઉને અલ્પ જીવ જાણવાં.(૫૫)

(દોહો) (છીલર તૃષ્ણાવાન જન; તિલ ભાવ દીખાય દેત;
સંતોષી જન સીંધુકો; જન ચિટિ થાહ ન લેત;)(૫૬)

ટિકા-- જેમ છીછરૂં જળ જે ખાબોચીયાંમાં હોય; તે પોતાનું

તળિયું; અને તળાંની વીષે કાંકરા પથરા કાદવ વિગેરે જે હોય તેને દેખાડી દેછે; તેમ તૃષ્ણાવાન પણ બીજાં માણસોની પાસે પોતાનું દુઃખ રોયને પોતાનો ભરમ ખૂલ્લો દેખાડી દેછે; તેમ સંતોષીનો ભરમ કોય જાણવા પામતું નથી; તેથી તે સંતોષીજનને સીંધુ જેવો કહે છે; સાડાચાર દોહા કરિને; જેમ સમુદ્રનો થાહ કીડી નથી લૈ શકતી; તેમ સંતોષીના અંતઃકરણનો થાહ તૃષ્ણાવાન જન પામે નહીં કેમકે તે સમુદ્રની પેઠે અતિ ગંભીર છે; તેથી પોતાનો ભાવ ( ભરમ ) પ્રગટ નથી કરતો. (૫૬)

(દોહો) (અચલ અચાહ અથાહબડ; નીજપરિપુરન, જાન;
સંતોષીજન જગત મૈં; હો રહ્યો સીંધુ સમાન;(૫૭)

**ટિકા**—ઉનાળામાં બહુ તાપ પડવાથી જેમ સમુદ્ર સુકાય જાતો નથી. ને ચોમાસામાં બહુ જળ વર્ષવાથી જેમ સમુદ્ર પોતાની મર્યાદા છોડીને છલી જાતો નથી; તેમ સુખમાં સંતોષીજન ફુલી જાતો નથી ને દુઃખમાં ડુલી જાતો નથી અર્થાત્ સુખ દુઃખાદીકને વિષે સંતોષી પોતાની સમાનતાવાળી જે સ્થિતી, તે છોડતો નથી; વળી જેમ સમુદ્ર બીજાં જળની ચાહના નથી કરતો તેમ સંતોષી પણ બીજી વસ્તુની લાલચ નથી કરતો; જેમ સમુદ્ર અથાહ છે તેમ તે પણ અથાહ છે; જેમ સમુદ્રનું સ્વરૂપ મોટું છે તેમ તેનું પણ મન મોટું છે; જેમ સમુદ્ર પોતે પોતાથી જ પરિપૂર્ણ છે; તેમ સંતોષી પોતાના આત્મલાભથી જ પરિપૂર્ણ છે; એમ સમુદ્રનાં લક્ષણની સરખામણીથી કરિને સંતોષી પુરૂષ છે તે જગતમાં બીજો સમુદ્ર શોભી રહ્યો છે; એમ સમજવું. (૫૭)

(દોહા) સિંધુ ન ચાહે નીરકું; નીર ભરન નહીંજાય;
સહજ આય છારે નહીં, વરત સહજ સુભાય.) (૫૮)

ટિકા—જેમ સમુદ્ર જળની ચાહના નથી કરતો; અને જળ મેળવવાનો ઉદ્યમ પણ નથી કરતો; પરંતુ સહેજે નદીઓનું તથા વરસાદનું જળ સમુદ્રમાં આવીને ભળિ જાય છે તો તેનો ત્યાગ પણ નથી કરતો; તેમ સંતોષી પણ ભોગની ચાહનાથી ઉદ્યમ નથી કરતો પરંતુ જે સેહેજે ( અનાયાસ ) મળે તેનો ત્યાગ પણ નથી કરતો; એમ સહજ સ્વભાવથી વરતે છે. (૫૮)

(શંકા) ત્યારે સહજ નિષિદ્ધ પદાર્થ જે પરસ્ત્રી; ચોરિયાવ દ્રવ્ય વિગેરે અનાયાસ મળિ આવે તો તેનો પણ અંગીકાર કરતા હશે કે કેમ; ત્યાં સમાધાન કરિ કહે છે.

(દોહો) (વ્યર્થ અર્થ જયું નિષિદ્ધ કું, સહજ આય નહિં લેત;
તૃન પરન કું સીંધુ જયું; કરી કનારે દેત. (૫૯)

ટિકા—નદીના પુરની સાથે તૃણ, કાષ્ટ, વિગેરે તણાયને સમુદ્રમાં આવે તેને જેમ સમુદ્ર રાખતો નથી; કીનારે કાઢિ નાંખે છે; એકલાં જળને જ રાખે છે; તેમ સંતોષી પુરૂષ અનાયાસ મળેલા વ્યર્થ અર્થ જે પોતાના કામનું નહી; તેને નથી રાખતો: અને નિષિદ્ધ વસ્તુ જે કોઇનાં કનક કાંન્તાદીક તેને પણ અંગીકાર નથી કરતો કેવળ પોતાના શરિરનો નિર્વાહ ચાલે એટલુંજ વિશુદ્ધ અન્નાદીક અંગીકાર કરે છે: (૫૯)

હવે સંગ્રહ વિષે દોહામાં કહિને જે પૂર્ણતા; તેનો પ્રભાવ પ્રગટ કરે છે.

(દોહા) (મહા અર્થ કે લાભતં કહા અર્થ ભયે દુર;
સીંધુ સુકે ન વૃષ્ટિ બીન; ભયે ચઢે નહિં પુર.)(૯૦)

ટિકા—જેમ પોતાથીજ પૂર્ણ, એવો જે સમુદ્ર; તે કેટલાંક વર્ષ સુધી વરસાદ ન વર્ષે તોપણ ક્ષુદ્ર નવાણની પેઠે સુકાઇ ન જાય; અને જો વૃષ્ટિ બહુ થાય તો નદીની પેઠે પૂર પણ નથી ચડી આવતું; પોતાનું સ્વરૂપ જેવું છે એવું ને એવું જ રહે છે; તેમ નીજ લાભથી કરિને અર્થાત્ પરમાત્મ પ્રાપ્તીથી કરિને પરિપૂર્ણ જે સંતોષી પુરૂષ તેને પણ અન્ય અર્થના લાભો થવાથી શું; વૃદ્ધિ થાય છે; અને અન્ય અર્થના નાશથી શું; હાનીં થાય છે; અથત્ એવા ક્ષુદ્ર અર્થના લાભ કે હાનીથી તેને કાંય પણ લાભ કે હાની છેજ નહીં; કેમકે પોતાના આત્મસ્વરૂપના લાભથી પરિપૂર્ણ રહે છે. (૯૦)

તે વિષે કહે છે:—

(દોહો) (સંતોષીકે લાભ કહા; કહા પુર્ન કહા હાની;
હાનિ લાભ દો જગતમેં; તૃષ્ણાવાનકે જાની.) (૯૧)

ટિકા—સંતોષીને કોય વસ્તુનિ ચાહના નથી થાતી; માટે તેને લાભ થયો એમ શું વસ્તુ પ્રાપ્ત થવાથી માને. અને જે પોતાના આત્મદર્શનથીજ પરિપૂર્ણ છે, બીજાથી નહીં તો તેને હાની પણ તો શાની; કેમ કે હાની તો જે અજ્ઞાની તૃષ્ણાવાન પોતાને અન્ય પદાર્થ મળવાથી પૂર્ણ માને છે; તેને તે અર્થના નષ્ટ થવાથી હાની થઇ એમ માને છે; તેમ લાભ પણ જે અજ્ઞાની પોતાને જે અર્થથી ખાલી માને છે, તે અર્થની ઇચ્છા કર્યા કરે છે અને પોતાને જે અર્થની ઇચ્છા છે તે અર્થ પ્રાપ્ત થવાથી પોતાને લાભ થયો માને

છે; અને જે સંતોષી છે તે તો તત્વવેત્તા છે; માટે તેને એવી લાભહાની નથી; (૬૧)

હવે અન્વયવ્યતિરેક કરિને તૃષ્ણાને દુઃખની હેતુતા કહે છે;

(દોહો) (તૃષ્ણા બઢેતેં દુઃખ બઢે; તૃષ્ણા ઘટે ઘટિ જાય;
જ્યું રોગ બઢેતેં દુઃખ બઢે; રોગ ઘટે ઘટિજાય.) (૬૨)

ટિકા—જેમ શરિરમાં જેટલો જેટલો રોગનો વધારો થાય તેટલું તેટલું શારિરિક દુઃખ વધતું જાય છે; અને જેટલો જેટલો રોગનો ઘટાડો થતો જાય તેટલું તેટલું દુઃખ ઓછું થાતું જાય છે; તેમ મનમાં પણ જેટલો જેટલો તૃષ્ણાનો વધારો; તેટલો તેટલો દુઃખનો વધારો; અને જેટલો જેટલો તૃષ્ણાનો ઘટારો થાતો જાય તેટલો તેટલો દુઃખનો ઘટાડો થાય છે; કેમકે તૃષ્ણા છે તે ચિત્તને ક્ષોભ કરાવનારિ છે; અને ક્ષોભથી દુઃખ પેદા થાય છે; ને ક્ષોભ મટવાથી દુઃખ નિવૃત થાય છે; માટે દુઃખનું મૂળ કારણ જે તૃષ્ણા; તેનોજ ત્યાગ કરવો; દુઃખના મૂળનેજ કાઢિ નાખવું; જેથી દુઃખનું ઝાડ પેદાજ ન થાય; (૬૨)

હવે અન્વય વ્યતિરેક કરિને (બરાબર નક્કી કરિને)ને તૃષ્ણાની નિવૃત્તિને ચિત્તશાંતિના હેતુરૂપ કહે છે;

(દોહો) (તૃષ્ણા બઢે શાન્તિ ઘટે; તૃષ્ણા ઘટે બઢિ જાય;
જ્યું તાપ બઢેતેં સિત.ઘટે; તાપ ઘટે અધિકાય;) (૬૩)

ટીકા—આકાશમાં તાપ શાત (તડકા છાંયા)ની પેઠે હ્રદયાકાશમાં પણ જેટલી તૃષ્ણારૂપી ગરમી વધારે તેટલી શાંતિરૂપી શીતળતા ઓછી થાય; અને જેટલી શાંતિ વધારે તેટલી તૃષ્ણા ગરમી ઓછી થાય; માટે ચિત્તશાંતિને સારૂ તૃષ્ણાની નિવૃત્તિ કરવી; (૬૩)

હવે અન્વય વ્યતિરેક કરિને શાંતિને સુખની હેતુતા કહે છે;

(દોહો) જેતિક શાન્તી બઢત હૈ, તેતાહીં સુખ હોય;
સાંતવૃત્તિ બીન ચિત્ત વિષૈ, સુખ અભિવ્યક્ત ન કોય)૬૪)

ટિકા—મનની વિષે જેટલી શાંતિ થાય છે તેટલું તેટલું સુખ થાય છે; કેમકે શાંન્તવૃત્તિથી સુખરૂપ જે પરમાત્મા; તેનું હૃદયમાં ચિંત્વન; ને તેથી દર્શન થાય છે. શાંતવૃત્તિ વિના હૃદયમાં પરમાત્મા પ્રગટ થાતા નથી; ને હૃદયમાં પરમાત્મા પ્રકટ થયા વિના ખરૂ સુખ પ્રાપ્ત થતું નથી; માટે જો સત્ય સુખને ઇચ્છતા હો તો મનનો વેગ શાંત કરો; (૬૪)

હવે સંતોષીને પરમ સમૃદ્ધિવાન કહે છે; બે દોહા કરિને;

(દોહો) (જાકૈ પરિગ્રહ કછુ નહિં; હે ઇક નીજ સંતોષ;
વાકૈ પ્રાપ્તી સબ કછુ, જુગઇ તૃષ્ણા કરિરોશ.) (૬૫)

ટિકા—જે પરમહંસને કૌપીન માત્રનો પણ પરિગ્રહ નથી; અર્થાત્ આશા નથી; માત્ર સ્વરૂપ લાભમાંજ સંતોષ છે; તો તેને સંમ્પૂર્ણ જે કાંઇ સુખો છે તે સર્વ પ્રાપ્ત છે; કેમકે સર્વ સુખોનો સમુદાય તો પરમ આત્મદર્શનનો લાભ છે; તે તેને પ્રાપ્ત છે; તેમાં જેમ અમૃત રસમાં સર્વરસ આવી જાય છે; તેમ બ્રહ્મના આનંદમાં સર્વ સુખ (આનંદ) અંતર્ભૂત આવી જાય છે; તેથી તે પરમહંસ પરમ સંતોષને પામ્યો; તે અપરાધથી દુઃખરૂપ છોકરાંઓને લઇને તૃષ્ણારૂપ રાંડ જે તેના રદય રૂપી ઘરમાં ઘુસીને બેઠી હતી તે એવા સંતના અપરાધથી ઉઠીને રિસાયને પોતાનાં જે દુઃખરૂપ છોકરાંઓ હતાં તેને ઉપાડીને ભાગી ગઇ; તેથી તેવા સંત જગતમાં પરમસુખીયા છે; બીજા કોઈ; સુખી નથી; (૬૫)

(શંકા) સર્વ સુખના હેતુ જે સર્વ વિષે તે તો તેને નથી કેમ કે પરમહંસ દશામાં છે; ત્યારે તેને સર્વ સુખની પ્રાપ્તિ કેવી રીતે હશે ત્યાં સમાધાન કરી કહે છે.

(દોહો) સ્વરૂપ સું કછુ ન મીલ્યો, ભોગ યોગ કોઇ વસ્તુ;
ફલતેં પ્રાપ્ત સબ કછું, જો ભઇ ચાહત અસ્ત.)(૬૬)

(ટકા—જુઓ કે રાજ્ય ધનાદીક ભોગ લાયક વિષયો પ્રત્યક્ષ રૂપે તેને પ્રાપ્ત નથી; પરંતુ તે વિષયનું ફળ જે સુખ; તે સુખરૂપ ફળથી કરિને તેને સર્વસુખની પ્રાપ્તી છે. એમ જાણવું. જેમ અમૃતથી તૃપ્ત થયેલા પુરૂષને પ્રત્યક્ષરૂપે સર્વ ભોજનની વસ્તુઓ પ્રાપ્ત નથી; તોપણ સર્વ ભોજનનું ફળ જે તૃપ્તી, અને પુષ્ટિ, તે ફળથી કરિને સર્વ ભોજન કર્યા બરાબર થઇ રહે છે. તેમ સંતોષીની ચાહના નિવૃત્ત થૈ જાય છે. એવી રીતે તેને સર્વ વિષયની ચાહનાની નિવૃત્તિ થઇ જાય છે; માટે તે ફળથી સર્વ વિષય પ્રાપ્તજ છે; એમ જાણવું. (૬૬) હવે સંતોષને પરમ ધનરૂપ કહેછે પાંચ દોહા કરિને.

(દોહો)(પંડિત ધન સંતોષ હે, મુરખ ધન સબ ઓર,;
સંતોષ ધન પાયે સબૈ, મીટત હૈ મનકી દોર.)(૬૭)

(ટિકા—સમજુ અને વિદ્વાન પુરુષોનું પરમધન સંતોષજ છે; કેમકે જે પામવાથી બીજું પશુ; સ્ત્રી; પુત્ર, ધન; વિગેરેની પ્રાપ્તીથી ઇચ્છા અને ઉદ્યમની નિવૃત્તિનથિજ થાતી, ઉલટાં ઇચ્છા અને ઉદ્યમનો વધારો થાય છે; એવું અન્યધમ છે; તે મુર્ખનું છે; કેમકે જેનાથી અનર્થનીજ પ્રાપ્તી થાય છે.(૬૭)

(દોહો) (તૃષ્ણાવાન દરિદ્રિ હૈ, સંતુષ્ટ મહા ધનવાન;
સુભ સંપતિ ઉન સેવતે, જહેં તૃષ્ણ દરિદ્ર કિ હાન.)(૬૮)

ટિકા—જગતમાં લક્ષાધિપતિ હોય, છતાં અતિ તૃષ્ણાવાન હોય, તો તેને પૂર્ણ દળિદ્રિ જાણવો, કેમકે તેને આ લોકમાં ને પરલોકમાં મોટું દુઃખછે, એને કયાંય સુખજ નથી, અને દળિદ્રિને તે માત્ર એક અન્નવસ્ત્રનુંજ આ લોકમાં દુઃખ છે, બીજું દુઃખ નથી, માટે જે અતિ તૃષ્ણાવાન છે, એજ પરમ દળિદ્રિ છે. અને જે સંતોષીછે એજ મહા ધનવાન છે, કેમકે આ લોકમાં ને પરલોકમાં સદા પરમસુખી છે, અને દુઃખનું તો મુખ પણ નથી દેખતો. વળિ તેનિ સુખસમૃદ્ધિનું તો શું કહેવુ, પરંતુ જે તેની શેવા કરે છે, તેને પણ શમદમાદિ શુભ ગુણોરૂપ સંપત્તિની પ્રાપ્તી,ને તૃષ્ણારૂપ દળિદ્રની નિવૃત્તિ થાય છે; (૬૮)

(દોહો)(જીનપાયે સંતોષનિધી, નવ નિધી વાકે ધુર;
ગઇ ચાહના ચિત્ત તેં, સબ દૈન દુઃખ કુ, મુર.(૬૯)

ટિકા—જે પુરૂષ પરમ નિધિરૂપ પરમ સંતોષની પ્રાપ્તી થઇ તો તે પુરૂષ નવનિધિને ધુડસમાન સમજે છે, અનંગીકૃત (અંગીકાર કરવા યોગ્ય નહિં) એવી સમજે છે, કેમકે નવનિધિને અંગીકાર કરનારિ જે તૃષ્ણા, તે તેના ચિત્તમાંથી ઉઠી ગઇ છે, માટે તેને નવનિધિ છે, તે કાંઇ કામની નથી, વળિ તે તૃષ્ણા કેવી છેકે જગતમાં જેટલી દીનતા, અને તેનો હેતુ જગતમાં જેટલાં દુઃખ છે તે સર્વનું મૂળ કારણ તૃષ્ણાજ છે, કેમકે તૃષ્ણા વગર દીનતાપણું ને દુઃખ થાય નહિં, (૬૯) હવે તે સંતોષીને દુઃખનો અભાવ દેખાડે છે ત્રણ દોહા કરિને.

(દોહો)(જીનપાયો સંતોષ ધન, તૃષ્ણ દરિદ્ર ભય દુર;
કહું કંગાલ પૈં જાચહીં, જુ આપ ભયું ભરપુર.(૭૦)

ટિકા--જેને સંતોષરૂપી ધનનો ભંડાર મળવાથી તૃષ્ણારૂપી દળિદ્ર દુર થઇ ગયુંછે, તે પુરૂષ, તૃષ્ણાવાન જન જે કંગાલ, તેની પાસે શું માગે કેમકે પોતાનું મન સંતોષ ધનથી ભરપુર છે; (૭૦)

(દોહો)(જીનપાયો સંતોષ ધન, ભઇ ચાહના છીન;
સો કાહે કું હોયગો ધન મત આગે દીન. (૭૧)

ટિકા--જેને પરમ સંતોષરૂપ મહાધન મળ્યું ને તેથી ચાહનાનું સ્વરૂપ દળિદ્ર દુર થઈ ગયું તે પુરૂષ, અન્ય ધનવાન, જે લૌકિક ધનના મદવાળા તેની આગળ દીનતા શા માટે દર્શાવે; (૭૧)

(દોહો)(અતિભુખેસું નહિ ચહે, અમૃત તૃપ્ત ખલ ટુક;
ત્યું કૃપનસું ન ચહે, જા મીટિ ચાહના ભુક. (૭૨)

ટિકા--જેમ દુકાળિયાં રાંકાને કોયે ખળનો કટકો આપ્યો હોય તે ખળ એટલે(ઘાંણીથી તલ પીલીને તેલ કાઢિ લેતાં જે બાકી રહે તે કુચા) હાથમાં લઇ ને ખાતો હોય, તેની પાસે જે અમૃતથી પૂર્ણ તૃપ્ત થયેલ હોય, તે ખળનો ટુકડો માગે નહીં. કેમકે જેને રાજ્યભોગની પણ ચાહના નથી; તેને ખળના ટુકડાની આશા કેમ થાય; ? નજ થાય; અને કદાચ માગે, તોપણ અતિશે ભુખ્યા પાસેથી મળે પણ નહિ; માટે અમૃતથી તૃપ્ત થયેલાને એવી ચાહના ઉત્પન્ન થાતી નથી; તેમ સંતોષામૃતનું પાન કર્યાથી જેની તૃષ્ણારૂપી ભુખ ભાંગી ગઈ છે; તેને પણ અતિકૃપણ ( લોભી ) દુકાળિયાં કંગાલની પાસે માગવાનું કારણ જે તૃષ્ણા; તેનો અભાવ છે; માટે માગતો નથી ને અતિકૃપણ પાસેથી પ્રાપ્તિનો પણ અભાવ છે; તેથી તેને યાચનાનો ઉદય નથી થાતો; ( ૭૨ )

(દોહો) ( ભુખ હે તનકી તનકસિ, મનકી ભુખ મહાન;
જગવિભવ સુંનહિં મિટૈ મિટૈ ન અમૃતપાન;) (૭૩)

ટિકા—શરિરની ભુખ શેર ત્રણ પાશેરની નાનકડીક છે; પરંતુ મનની ભુખ મોટિ બહુજ જબ્બરજસ્ત છે; તે સર્વ જગતના વૈભવની પ્રાપ્તી થાય તોપણ નથી મટતિ; અને ધરાયને અમૃતપાન કરો; તોપણ નથી મટતી કેમકે તૃષ્ણારૂપ જે મનની ક્ષુધા છે તે મહા પ્રબળ છે; (૭૩)

**સવાલ**—ત્યારે હવે તે ક્ષુધા મટે કેવી રિતે; ત્યાં જવાબ આપે છે કે

(દોહો) ( સંતોષામૃત પાનતેં, તૃષ્ણા ભુખ મિટિ જાય;
ફેર માય કું દેખિકૈ, કહું વી, ન, લલચાય. ) (૭૪)

ટિકા—તે અતિ પ્રબળ મનની ક્ષુધા પણ સંતોષામૃતનું પાન કરવાથી મટિ જાય છે; અને તૃષ્ણારૂપી ભુખ મટિ ગયા પછી તે પુરૂષ ગમે તેટલા માયીક પદાર્થ જુવે તોપણ કયાંય કોઇ વૈભવમાં તેનું મન લલચાતું નથી; અર્થાત્ સર્વ જગત માત્ર કલ્પીત; માયાનું જ કાર્ય છે; એમ સવળિ દ્રષ્ટિ થવાથી કોઈ વિષયમાં તે સંતોષી લલચાતો નથી; (૭૪)

(દોહો) ( સંતોષામૃત તૃપ્ત કૈ, સબ રસ નીરસ હોય;
અમૃત ફીકો લગત હૈ, ઔરનકી કહ કોય; ) (૭૫)

ટિકા—સંતોષરૂપી અમૃત પીને જે તૃપ્ત થયો; તે પુરૂષને સર્વ રસ જે કડવા ખાટા તિખા મીઠા મધુરા તથા શ્રૃગારાદી સર્વ વિષય રસ જે છે તે સુકાયેલા નિરસ લાગે છે; બીજા રસોનું તો શું કહેવું. પરંતુ અમૃતરસ પણ તેને સંતોષામૃત આગળ ફીકો

લાગે છે; કેમકે જે સ્વાદ અને સુખ પરમસંતોષમાં છે; એવું અમૃતમાં પણ નથી; જેમ મેવોને મિસરિ બેઉ ભલે મધુર (મીઠાં) છે તોપણ મેવો મિસરિ જેવો મીઠો નથી; તેમ અમૃત ભલે શ્રેષ્ટ સ્વાદુ છે; તોપણ સંતોષની બરાબર નથી થઇ શકતું; (૭૫)

**શંકા**—જ્યારે જગતમાં સંતોષરૂપ અમૃત અમૃતાદી સર્વ રસથી સ્વાદુ છે; ચિંતામણી આદી સર્વ પદાર્થથી શ્રેષ્ટ છે; ત્યારે સર્વ મનુષ્ય માત્ર સંતોષનું કેમ યત્ન નથી કરતાં અને અતિ નેષ્ટ કનક કાંન્તાદી વિષમય વિષયનો ઉદ્યમ કેમ કરે છે; ત્યાં કહે છે કે કામના શું વિપરિત ન કરાવે; એમ બે દોહા કહિને સમાધાન કરે છે;

(દોહો) (જાકે જાકી ચાહના, વાકિ રૂચિ ઉહાં હોય;
રૂચિ સું કટુ મીઠો લગે, તાબીન ઉલટો જોય.)(૭૬)

**ટિકા**—જે પુરૂષને જે વસ્તુની ચાહના થાય છે; તે પુરૂષની તે વસ્તુને વિષે રૂચી થાય છે; અને તે રૂચીથી વિષના કીડાની પેઠે કડવું છે તેને પણ મોહથી મીઠું અમૃત જેવું લેખે છે; અને રૂચી વગર જે વસ્તુ મીઠી અમૃત જેવી સ્વાદિષ્ટ હોય, તે પણ માંદાંને મીસરિની પેઠે કડવી લાગે છે; અહિં એવો ભાવ છે કે વિષનો કીડો જેમ અમૃતનો મહિમા નથી જાણતો તેથી તેને અમૃતની ચાહના નથી થાતી અને ચાહના વિનાં તે અમૃતનું પાન પણ નથી કરતો; તેમ જે અજ્ઞાની છે તે પણ સંતોષનો મહિમા નથી જાણતા; તેથી સંતોષની ચાહના અને સંતોષ પ્રાપ્ત કરવાનો ઉદ્યમ નથી કરતા; અને કાન્તાદીક વિષયોનો જન્મોજન્મમાં અનુભવ કર્યો છે; તેથી વિષયવાસનાથી તેનાં અંતઃકરણ દ્રઢ વિષય વાસનાવાળાંજ ભર્યા છે; માટે વિષય મેળવવાની ચાહના કરિને વિષય મેળવવાનોજ ઉદ્યમ કરે છે; ( ૭૬ )

(દોહો) ( ચાહ કર બડો હોત હૈ, તુલ લવ મેરૂ સમાન;
ચાહ બીના બડ કનક ગીરિ, તુછ તુલ લવ સમ માન;)(૭૭)

ટિકા—આંકડાનાં તુરનો લેશ માત્ર ભાગ તે તુચ્છ છે તોપણ તેની અતિ ચાહનાવાળાને અતિ મોટો મેરૂ સમાન ભાસે છે; અને ચાહના રહિતને જે મોટો સોનાનો પર્વત; તે પણ લવ તુચ્છ જેવો ભાસેછે; અર્થાત્ તેની નજરમાં તે કાંય બીસાયતમાં નથી; (૭૭)

હવે સંતોષીને ચાહનાના અભાવથી સર્વ લોકના ભોગ વૈભવ ક્ષુદ્ર સરખા ભાસે છે એમ કહે છે; બે દોહા કહિને;

(દોહો) ( કહા ભોગ સબ ભુમિકે, કહા સ્વર્ગ કે ભોગ;
કહા સંમ્પતિ સર્વ લોકકી, મીટચો ચાહના રોગ;) (૭૮)

ટિકા—જેના ચિત્તમાંથી ચાહના નિવૃત થઇ ગઇ તેને કોઇ વિષયનું પ્રયોજન નથી કેમકે તૃષ્ણારૂપી રોગ મટી ગયો; તેને આ આખી શ્રુષ્ટિમાં તથા સ્વર્ગમાં જેટલા જેટલા વિષયભોગ છે તેમાં તેની બિલકુલ ભોગ્યદ્રષ્ટિ નથી; અને સર્વ લોકમાં જેટલી સમ્પતિ છે તેને પણ તે બીલકુલ ચાહાતો નથી; ( ૭૮ )

**સવાલ**—ભલા સંતોષીને ચાહના કેમ નહિ થાતી હોય; ત્યાં પ્રથમ તો તેનો વૈરાગ્ય દેખાડે છે; **(જવાબ)**

(દોહો) ( ભોગ રોગ સમજાંનિ હૈ, લોક સોકમય જાહ;
વિભવ પરાભવ સમ ગિનૈ, સુ કરૈ કૌનકી ચાહ;) (૭૯)

**ટીકા**—તે પુરૂષ ભોગોને મહા રોગ જેવા સમજે છે; તેથી તેને આ લોક કે પરલોકના ભોગની ચાહના નથી થાતી; અને સ્વર્ગાદીક લોકને શોકમય જાણે છે; તેથી કોઇ લોકની પણ ચાહના નથી થાતી; અને આલોક તથા પર લોકના સર્વ જે વૈભવ તેને તે

પરાભવતુલ્ય અર્થાત્ જીવને તે બધા વૈભવો હાનિકારક સમજે છે; માટે કોઇ વૈભવની ચાહના પણ નથી થાતી; (૭૯)

હવે ફરિને પણ યથાર્થ વિચાર કરિને તેને ચાહનાનો અસંભવ દેખાડયો છે; બે દોહા કહિને;

(દોહો) ( જાકી ચાહન કરત હે, સો મીથ્યા દુઃખ રૂપ;
જો ચાહનકું કરત હૈ, સો મીથ્યા જડ રૂપ; ) (૮૦)

**ટિકા**—ચાહના છે, તે મનનો વ્યાપાર છે; માટે વ્યાપારનો આશ્રય વિષયવિના નિરૂપણ થઇ શકે નહી તેથી પ્રથમ તેના આશ્રય ભુત વિષયનો વિચાર કરવો જોઇયે; માટે પ્રથમ વિષયનો વિચાર કરીએ છીએ; કે આ ચાહના જે છે, તે નિર્વિષય છે કે સવિષય છે; તેમાં નિર્વિષય પક્ષ તો નથી; કેમકે નિર્વિષય વૃત્તિ હોય નહિ, તેથી સવિષય પક્ષ અવશેષ રહ્યો; તેના વિષયનો વિચાર કરવો; જગતમાં આત્માને અનાત્મા એ બેજ પદાર્થ છે; ત્રીજો પદાર્થ નથી; તે બેઉમાં ચાહનાનો વિષય તે કોણ છે; આત્મા છે કે અનાત્મા; તે બેઉમાં આત્મા જે છે, તે તો ચાહનાનો વિષય નથી; કેમકે નીત્ય પ્રાપ્ત છે; જે અપ્રાપ્ત હોય તો ચાહનાનો વિષય હોય; પ્રાપ્ત હોય તે ચાહનાનો વિષય હોય નહીં; ત્યારે આત્મા છે તે ચાહનાનો વિષય હશે; ત્યાં દોહાના પુર્વાર્ધને કહે છે; કે જે આ પુરૂષના અને પુરૂષ સ્ત્રીના શરિરનાં રૂપ રંગ, તથા ધનાદીક; જે અનાત્મરૂપને ચાહનાના વિષય કરે છે; તે સર્વ સત્યાનંદ આત્માથી જુદાં છે; માટે મીથ્યારૂપ છે; અને દુઃખરૂપ છે; માટે એક બ્રહ્મ જે છે તેને તો ચાહનાનો

વિષય કરો; પરંતુ યુક્તિ અને પ્રમાણુથી મીથ્યા દુઃખરૂપ સાથે ચાહનાનો વિષયત્વ સંભવે નહીં; કેમકે જગત્માં મૃગજળથી સ્નાન પાનની; અને છીપમાં પ્રતિત થતાં રૂપાનાં આભુષણુની ઇચ્છા કરતો કોઇ દેખ્યો નથી; અને રોગાદીક દુઃખની ઇચ્છા કરતો પણુ કોઇને દેખ્યો નથી; માટે આત્માને પણુ ચાહનાનો વિષયત્વ સંભવે નહીં; એમ ચાહનાના વિષયનો અસંભવ દેખાડયો. હવે ચાહનાના આશ્રયનો વિચાર કરિએ છીએ; કે ચાહનારૂપ જે વૃત્તિ તેનો કર્તા આત્મા છે; અથવા તો અનાત્મ જે મન છે; તે બેઉમાં આત્મા જે છે; તે તો ચાહનાનો કર્તા હોય નહિ કેમકે અકર્તા, અક્રિય, નિર્વિકાર, છે; ત્યારે અનાત્મા છે તે ચાહનાનો કર્તા હશે; ત્યાં તે દોહાના ઉત્તરાર્ધને કહે છે કે; સત્ચ્ચીદ્રુપ જે આત્મા; તેનાથી જુદું અસત્ અચ્ચીદ્રુપ જે અનાત્મ મન તેને પણુ વિચાર વિના એક માત્ર ભ્રમણાથીજ ચાહનાનું કર્તા કહ્યું પરંતુ વિચારના પ્રમાણુથી મીથ્યા જડ રૂપને ચાહનાનું કર્તુત્વ સંભવે નહિ; કેમકે જગતમાં મીથ્યા (શુન્ય) સ્થાનકે ચોરેં કોઇ ઘર ફાડયું દેખ્યું કે સાંભળ્યું નથી, અને જડ શિલ્લા નાચતી દેખી કે સાંભળી નથી, તેથી અનાત્મ મનને પણુ ઇચ્છાનું આશ્રયરૂપ કર્તુત્વ સંભવે નહિ; (૮૦)

(દોહો) (જાકે લીયે મન નચત હૈ; સો અસંગ નીર્દોષ;
ચાહ અસંભવ માની કે; ધરત હૈ નીજ સંતોષ,)(૮૧)

ટિકા—ત્યારે આત્માને અનાત્મા બેઉ મળીને ઇચ્છાનો કર્તા હશે; એમ કોઇને શંકા થાય તો ત્યાં કહે છે કે; પરસ્પર વિરૂદ્ધ; આત્મા અને અનાત્માનો પર્માર્થથી પણુ કયાંય મીલાપ સંભવે નહિં; તો ઇચ્છાનું કર્તાપણું તો કયાંથી જ સંભવે; ત્યારે આત્મા ભાસ

સહિત મન જે છે; તે ઇચ્છાનું કર્તા હશે; ત્યાં કહે છે કે ભલા ઠીક એવું મન કદાચ ચાહનાનું કર્તા હોય એમ તું માન્ય તોપણ આહીં વિચાર કરવો કે તે મન જે છે; તે પોતાના અર્થે વિષયની ચાહના કરે છે, કે પોતાને વિષે પડેલો જે આત્માભાસ, તે આભાસને લીધે ચાહના કરે છે; અથવા તેનો અધિષ્ટાતા જે આત્મા છે; તે આત્માને અર્થે ચાહના કરે છે; એ ત્રણે પક્ષમાં પથમ પક્ષ જે પોતાને લીધે ચાહના કરે છે; એ પક્ષ તો સંભવે નહીં કેમકે તે મન તો જડ છે; માટે જડને ભોગ સુખના અનુભવરૂપ ભોક્તુત્વ સંભવે નહિં; ત્યારે આભાસને લીધે મન છે તે સુખ ભોગની ઇચ્છા કરે છે; તે બીજો પક્ષ લગાડયો; તો તે પણ સંભવતો નથી, કેમકે આભાસ છે તે મીથ્યા છે; એટલે તે મીથ્યાને પણ ભોક્તાપણુ સંભવે નહિં; ત્યારે આત્માને અર્થે મન વિષયની ચાહના કરે છે; એ ત્રીજો પક્ષ કહ્યો તેમ હશે; ત્યાં કહે છે કે જે આત્માને વિષયસુખને અર્થે મન વિષયની ચાહના કરે છે તો તે આત્મા તો અસંગ છે વિષયથી સંબંધ પણુ નથી પામતો; માટે તેને વિષયથી સુખ નથી થાતું; વળિ સુખરૂપજ છે: માટે આત્માને પણ વિષયનું ભોક્તાપણું નથી સંભવતું; આમ ચાહનાના વિષયનો આશ્રય અને ભોક્તાનો અસંભવ વિચારિને જે સંતોષી પુરૂષ છે તે મનમાં નીજ સંતોષને જ ધારણુ કરે છે; તેથી ચાહના નથી કરતો. (૮૧),

હવે સંતોષનું અને ચાહનાનું સ્વરૂપ કહે છે;

**(દોહો)** (અલં ભાવ સંતોષ હૈ; ન્યૂન ભાવના ચાહ;
રિક્તા બુદ્ધી છાંડી કે; બર્તે બે પરવાહ. ) **(૮૨)**

ટિકા--અલંભાવ એટલે આત્માની વિષેં જે પૂર્ણતા બુદ્ધિ; તેને સંતોષ કહે છે; અને ન્યુનભાવ એટલે કે; મારે આ નથી; મારે આ નથી; એવી આત્માને વિષે રિક્તતા બુદ્ધિ; અર્થાત્ ખાલી પણું કહોકે અપૂર્ણતાવાળિ બુદ્ધિ કહો તેને ચાહના કહે છે, તે રિ-ક્તતા બુદ્ધિનો ( ચાહનાનો ) ત્યાગ કરિને સંતોષી પુરૂષ જગતમાં એ પર્વાય રહે છે. (૮૨)

હવે એવા સંતોષીને જીવનમુક્ત કહે છે;

(દોહો) (તૃષ્ણા બંદ્ધ સુબદ્ધ હૈ, તૃષ્ણામુક્ત સુમુક્ત;
વા કે કરનો કહુ રહયો, જો સંતોષ કર યુક્ત.(૮૩)

ટિકા--આ સંસારની વિષેં જે તૃષ્ણાથી બંધાયેલ છે, તે આખા જગતથી બંધાયેલ છે; એટલે તે બદ્ધ છે, મુક્ત નથી; અને જે તૃષ્ણાથી છૂટયો; તે સર્વ સંસારથી છૂટયો; અર્થાત્ મુક્ત થયો છે; એમ સમજવું અને જયારે એવો પરમસંતોષ પ્રાપ્ત થયો; પછી તેને જગતમાં કાંઇ કર્તવ્ય રહ્યું નહિં; કેમકે જે મેળવવા યોગ્ય પરમાત્મા; તે તેને મળિ ચૂકયા; અર્થાત્ સાક્ષાત્કાર થઈ ચુકયો; અને તેથી તે મહાપુરૂષને પરમસંતોષ પ્રાપ્ત થયો; તેને પછી કોઇ વસ્તુ મેળવવી બાકી ન રહી; એટલે તેને કાંય કર્તવ્ય પણ ન રહ્યું. કેમકે સદા સંતોષથીજ યુક્ત છે; માટે જ્યાં સુધી પરમસંતોષની પ્રાપ્તા નથી ત્યાંસુધી જીવને સર્વ કર્તવ્ય છે; સંતોષ આવ્યા પછી કાંઇ કર્તવ્ય રહેતું નથી. [૮૩]

(દોહો) (સબ સુખ હૈ સંતોષ મૈં, સબ દુઃખ તૃષ્ણા માહિં;
સદ્સંતોષકું સેવનો, તૃષ્ણા કરની નાંહીં. ) (૮૪)

ટિકા—અમૃતમાં સર્વ રસની પેઠે સંતોષ સુખમાં સર્વ સંસારનાં સુખો અંતર્ભુત આર્વા જાય છે; કેમકે સંતોષરૂપ નિવૃત્તિથી કરિને પ્રગટ સુખરૂપ જે પરમાત્મા; તેનો સંયોગ સદા રદયમાં ધ્યાનદ્વારા બન્યો રહ્યો છે; અને આલોક પરલોક જેટલાં કોય દુઃખો છે તે સર્વ તૃષ્ણાની અંદર વડના બીજમાં વડની પેઠે અંતર્ભુત રહ્યાં છે; કેમકે કામનાથીજ બધાં દુઃખો પેદા થાય છે; માટે મુમુક્ષુએ સદા સંતોષનુંજ શેવન કરવું; તૃષ્ણા કરવીજ નહિ; (૪)

**(શંકા)** ત્યારે મુમુક્ષુએ પરમાત્મ પ્રાપ્તીના લાભની પણ કામના કરવી કે કેમ; કારણ કે કામના છે તે દુઃખનું મૂળ છે; ત્યાં ત્રણ દોહા કહિને સમાધાન કરે છે;

**(દોહો) (સ્વરૂપ લાભકી કામના, ચાહ ન કહિએ જાહી;**
**અપ્રાપ્ય અર્થકી કામના, કામ ન કહિયે તાહિ.) (૫)**

ટિકા—પોતાના આત્મલાભની જે કામના છે; તે કામના જેવી છે; પરંતુ તે કામના ન કહેવાય; કેમકે કામના જે થાય છે તે અપ્રાપ્ત વિષયની થાય છે; પ્રાપ્ત વસ્તુનિ કામના નથી દેખી; અને મુમુક્ષુને નીજ સ્વરૂપ જે છે તે અપ્રાપ્ત નથી; માટે વસ્તુતાયે તેની કામના ન સંભવે; (૫)

ત્યારે મુમુક્ષુને તેની કામના કેમ થાય છે; ત્યાં કહ્યું છે;

**(દોહો) (સ્વરૂપ અપ્રાપ્ય નંકોઇકે, નિત્ય પ્રાપ્ય હૈ સોય;**
**તદપિ દોષ અજ્ઞાનતૈ, અપ્રાપ્ય સરિખો હોય. (૬)**

ટિકા—વાજબી રિતે જોતાં કામના થવાનો સંભવ નથી; તો પણ પાપ અને પાપનું પરિણામ અજ્ઞાન છે; તેથી કરિને સ્વરૂપ

હૃદયમાં સ્થિત છે છતાં; કંઠમણીની પેઠે અપ્રાપ્ત સરખું થઇ રહ્યું છે. માટે મુમુક્ષુને તે પ્રાપ્ત કરવાની કામના જેવી કામના થઇ રહિ છે; પરંતુ તે કામના ન કહેવાય, કેમકે કામનાનું કાર્ય જે જીવને બંધનનો હેતુ છે; તે બંધનનો હેતુ પરમ આત્મલાભની કામના નથી કરતી; પરંતુ તમામ બંધનોની નિવૃત્તિ કરે છે; માટે પરમાત્મ પ્રાપ્તીની કામના છે; તે બંધનકારક કામના ન કહેવાય, માટે કામના નજ કહિ શકાય; (૬)

વળિ ફરિને પણ પ્રકૃતિ સંતોષનું નીરૂપણ કરે છે;

(દોહો) (તાતેં વાકી કામના, હોત કામના નાંહીં;
કામ સુ વાકુ માનીયેં. બંધકર્ત્તાજગમાંહી.) (૭)

ટિકા--માટે સ્વરૂપ લાભની કામના તે કામના નહિ; પરંતુ કામના તો તે કહેવાય કે જે જગતમાં જીવને બંધન કરનારિ હોય તે;(૭)

(દોહો) (સમાપ્તીવે સુભ ગુનનકી, તોષ પાયતેં હોય;
તોષ પ્રાપ્ત લગ કરતહૈ, ગુનસાધન સબ કોય;) (૮)

ટિકા--પરમ સંતોષરૂપ ફળ પ્રાપ્ત થયા પછી સાધનરૂપ શમદમ વિગેરે જેટલા કોઇ ગુણ છે તે સર્વની સમાપ્તી સદાને માટે થાય છે; કેમકે સંતોષપર્યંત સાધનોના પ્રયત્ન છે; પછી તે ગુણ છૂટિ નથી જાતા પણ સ્વભાવિક અર્થાત્ સ્વભાવરૂપ થઇ જાય છે; (અને આગળ કહ્યું કે સંતોષ પ્રાપ્ત થયા પછી કાંઇ કર્તવ્ય નથી રહેતું તેમાં પણ એમ સમજવાનું છે કે ભજન પુજન ધ્યાન વિગેરે તો તેને ભોગ્યરૂપ ખોરાક જેવું સ્વભાવિક થૈ જાય છે; અને વ્યવ્હારિક જગતના વિષય મેળવવા માટેનું કર્તવ્ય સંતોષ આવવાથી રહેતું નથી તેથી તેને કાંઇ કર્તવ્ય રહેતું નથી એમ કહ્યું છે;) (૮)

(દોહો) (ભલે ભલે ગુનવાનકે, ગુનકે ફલ સંતોષ;
બીન સંતોષ સોહે નહિ, ગુંનગ્રસ્ત ચાહન દોષ.)(૮૯)

ટિકા—ભકતોની ભક્તિ; વૈરાગ્યવાનોનો વૈરાગ્ય; જ્ઞાનવાનનું જ્ઞાન ઇત્યાદી સર્વ શુભ ગુણોનું ફળ પરમ સંતોષ છે; કેમકે સંતોષ વિનાના અને અને ચાહનાથી યુક્ત એવા શુભગુણો પણ શોભા નથી આપતા; (૯૮)

કેવિ રિતે શુભ ગુણો શોભા નથી આપતા તે દ્રષ્ટાંતથી સમજાવેછે.

(દોહો) (પુનમચંદ્ર સોહે નહિ, રાહુ છાંય કરિ યુક્ત;
તેસેં ગુન સોહે નહિં, બિન તૃષ્ણા નિર્મુક્ત.) (૯૦)

ટિકા--પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્ર છે; છતાં પણ જો તેમાં રાહુની છાંયા પડી હોય તો તે બીલકુલ શોભતો નથી; તેમ ભક્તિ જ્ઞાન વૈરાગ્યાદી પણ મળ રહિત બહુ સારાં છે પરંતુ તેમાં પણ લૌકીક કામનારૂપિ રાહુની તૃષ્ણારૂપી છાંયા હોય.તો તે શોભાં આપતાં નથી (૯૦)

(દોહો) ( વિદ્યા જ્ઞાન વૈરાગ તપ, કર્મ ભક્તિ હઠ યોગ;
યહ બડ ગુન સોહે નહિં, દુષ્ટ કામના રોગ.) (૯૧]

ટિકા—જેમ સારો રૂપાળો પુરૂષ હોય અને તેના મોઢાં ઉપર જરા કુષ્ટનું (કોઢનું) ચાઠું હોય તો જેમ તે રૂપવાનનું રૂપ શોભા નથી આપતું, તેમ વિદ્યાદી ભલા ગુણોને પણ કામનારૂપી દુષ્ટ રોગ લાગુ પડે તો તે ગુણો નથી શોભતા. (૯૧)

(દોહો) ( પરમ લાભ સંતોષ હૈ; પરમ હાનિ સો ચાહ;
બહર્મુખ ભયુ ચિત્ત ચાહ તેં,મિટયો સો પ્રત્યકપ્રવાહ.)[૯૨]

ટિકા—જે લાભ ઉપરાંત બીજો કોય લાભ નથી, એવો જે અતિષય લાભ; તે સંતોષજ છે કેમકે જે મળવાથી પછી બીજું મેળવવાની ચાહનાજ નથી થાતી, અને જેના ઉપરાંત બીજી કોઇ હાની નથી એવી જે હાની તે ચાહનાજ છે; કેમકે ચાહનાથી કરી ચિત્ત આત્માના શ્રેયથી બહિર્મુખ થાય છે. અને ચિતની વૃત્તિનો અંતરાત્માથી પ્રવાહ બાંધ્યો હોય તે છુટિ જાય છે, માટે વિદ્વાનને પરમ હાની તે ચાહનાનેજ જાણવી. (૯૨)

(દોહો) ( ચાહ પૂર્વક વિછેપ સબ, ચાહ બીનાં નહિં કોય;
ચાહ રહત યા ચિત્તકી, સહજ સમાધી સુહોય. ) ૯૩

ટીકા—પ્રથમ જ્યારે જરા પણ ચાહના ચિત્તમાં થાય છે, તેની પાછળ ક્રોદ્ધાદી સર્વ વિક્ષેપ ચિત્તમાં થાય છે; અને જ્યારે કોઈ પણ ચાહના ચિત્તમાં નથી હોતી, ત્યારે કોઇ પણ વિક્ષેપ નથી હોતો; એવા ચાહના રહિત ચિત્તને વિષે સ્વભાવીકરીતે પ્રયાસ વિનાજ સહજ સમાધી બની રહે છે. (૯૩)

(દોહો) ( પ્રથમ ચાહના હોત હૈ, ફીર કરે કલ્પના ચિત્ત;
જબ કછુ ચાહન ઉઠત ના, તબ હોત હ ચિત્ત અચિત્ત.) ૯૪

ટિકા—પ્રથમ ચિત્તને વિષે કાઇક કરવાની અથવા કાંઇક પામવાની સુક્ષ્મ બીજરૂપેં ચાહના થાય છે, તે પછી ચિત્ત તેની પ્રાપ્તીના પ્રકાર; અને તેની સિદ્ધિનો વિચાર કરે છે. ત્યાર પછી આગળ તેને માટે ઉદ્યમ પ્રયત્નાદીક કરે છે, તેથી પછી વિવિધ પ્રકારના વિક્ષેપ; અને વિક્ષેપ સંબંધથી દુ:ખરૂપ વૃક્ષ ઉત્પન્ન થાય છે; અને જ્યારે ચિત્તને વિષે કાંઇ ચાહના નથી હોતી ત્યારે તે ચિત્ત ચિંત્વન ધર્મથી રહિત થાય છે. અર્થાત્ તે અચિત્ત રૂપ થઇને નિ-

વિ઼ંકલ્પ છે, ( નિર્વિકલ્પ એટલે કલ્પનાથી રહિત; સ્વરૂપમાં તદા-કાર સ્થિતિ થાય તે. (૯૪) હવે તે અચિંતપણું સ્પષ્ટ કરે છે.

(દોહો) ( ચાહ ધર્મ કર ચિત હે, ચાહ બીનાં ચિદ્રૂપ;
તાતેં ચાહ ન મેટિકે, ચિત્ત કરનો તદ્રૂપ.) ૯૫

ટિકા—જેમ રંગમાં પાણીનો ભાગ વિશેશ છે તેથી રંગનુ ફેલાવાપણું છે. પરંતુ છે પાણીને રસાંશ બુદ્દિ ( બ્લુન પેપર ) થી ખેંચી લ્યો; તે પછી રંગનું આગળ વધારે ફેલાવાપણું નથી, ને રંગરૂપજ રહે છે; તેમ ચિત્તમાંથી વાસનારૂપી પાણી સંતોષરૂપી બ્લુન પેપરથી ખેંચી લ્યો તો ચિત્ત ચિદ્રુપજ રહેશે, અથવા જેમ રૂપાંની પાટને લીલા પીળા લાલ વિગેરે વિવિધ રંગથી રંગી છે તેથી તે રંગીન દેખાય છે પરંતુ તે તમામ રંગને ઉખેડી પાટને સાફ કરી નાંખો તો મુળ રૂપાંનેજ રૂપેજ રહે છે. તેમ ચિત્તમાં ચાહનાથી કરીને ચિંતત્વપણું છે; તે ચાહના જો સંતોષથી કરિને નિવૃત થઇ તો પછી ચિદ્રૂપજ રહે છે. માટે મુમુક્ષુયે સર્વ ચાહના મટાડીને ચિત્તને આત્મહિતમાં અર્થાત્ પરમાત્મામાં ચિન્મય તદાકાર કરવું. (૯૫)

(દોહો) (જબ કછુ ઉઠે ચાહના, તબ ચિત્ત બાહાર ધાય;
ચાહઉઠે બીન ચિત્ત જો, રહત હે સહજ સમાય.) (૯૬)

ટિકા—પ્રથમ જયારે ચિત્તમાં કાંઇ પણ ચાહના ઉઠે છે; ત્યારે તે ચિત્ત પોતાની અંતરમુખતા છોડીને બાહ્યવિષય તરફ ચિત્ત દોડે છે; અને ચાહનાના ઉદય વિના તે પોતાના સહજ સ્વભાવિક સ્વરૂપને વિષેજ તન્મય થઇ રહે છે. (૯૬)

(દોહો) ( સહજ સ્વભાવિક રૂપ મેં, રહ્યો ચિત્ત જબ ઠહર;
તબ કછુ ઉઠત હ નહિં, મોહ મદિરા કિ લહર.) (૯૭)

ટિકા—અને જ્યારે બહુ કાળ સુધી અભ્યાસ કરીને ક્ષીણુ થઇ હોય વાસ્ના જેની એવું જે ચિત્ત છે, તે પોતાના સહજ સ્વરૂપને વિષે દ્રઢ સ્થિતિને પામ્યા પછે મધુપાનની લેહેરિની પેઠે આગળ જેવી મોહવાસનાથી વાસિત ચિત્તમાંથી નાના પ્રકારની ભ્રમરૂપ લેહેરિ ઉઠતિ હતિ તેવી પછી નથી ઉઠતી; કેમકે વાસના ક્ષીણુ થઇ ગઇ. (૯૭)ચિત્તમાંથી ભ્રમ રૂપ લેહેરિ મટવાથી શુ થાય; ત્યાં કહે છે.

(દોહો) ( લહરિ મિટિ જબ મોહકી, તબ સાંત સ્થિર ચિત્ત હોત;
સાંત સ્થીર ચિત્તકે વિષે, સમ્યક હોત ઉદોત.) (૯૮)

ટિકા—જ્યારે મોહ મદિરાથી થયેલો નાના પ્રકારનો વિક્ષેપ અને ભ્રમ મટયો, પછી ચિત્તને વિષે દ્રઢ શાંતિ થાય છે.

સવાલ—તેવી દ્રઢ શાંતિ થવાથી શું થાય, ત્યાં કહેછે કે તે શાંત સ્થિર ચિત્તને વિષે સ્થિર જળમાં પોતાના પ્રતિબીંબની પેઠે સ્વસ્વરૂપનો ઉદય જે પ્રકાશજ્ઞાન) તે થાય છે, તે જ્ઞાન શોકરહિત કહેવાય. અર્થાત્ સંશય વિપર્યરહિત યથાર્થ જ્ઞાન થાય છે. (૯૮)

હવે સમ્યક દર્શનફળ જે નિરંકુશ તૃપ્તી, તેને દેખાડે છે,

[દોહો][પુરનાનંદ પ્રકાશત, સ્વસ્વરૂપ કરિ તોષ;
પરમ લાભ સો જગતમેં, સો હૈ પરમ સંતોષ. [૯૯]

ટિકા—તે અંત અવધી ફળ જે વિજ્ઞાન, તે વિજ્ઞાનથી કરિને આવરણરૂપ જે વિક્ષેપ છે, તેની નીવૃતિ થવાથી પ્રત્યક્ષ થયેલું જે સ્વસ્વરૂપ, તે કેવું છે કે પૂર્ણાનંદ સ્વરૂપ છે, કેમકે, અજ્ઞાન, ભ્રમને કરનારૂં છે, અને દુઃખ તથા ભ્રમને ઉત્પન્ન કરનારા નાના પ્રકારના વિક્ષેપ તે સર્વ શાંત થઇ જાય છે, એવો પૂર્ણાનંદ, સ્વસ્વરૂપનો છે,

તે જણાય (અનુભવાય) છે, ત્યાં કહે છે કે, સ્વસ્વરૂપ પ્રકાશરૂપ છે, તેથી સ્વપ્રકાશથી જ દેખાય છે, પ્રકાશાંત્તરને નથી ચહાતો, એવો જ્યારે સ્વપ્રકાશ પૂર્ણાનંદરૂપ આત્મા છે, ત્યારે તે પ્રથમ કેમ નહોતો જણાતો, ને હવે કેમ જણાય છે ત્યાં કહે છે કે પ્રથમ પણ અજ્ઞાત ચિદ્રૂપ (જીવ) રૂપેંતો જણાતો હતો, પરંતુ પ્રથમ અજ્ઞાનથી થયેલ આવરણ વિક્ષેપ હતો; તેથી આવરણને લીધે કરિને, પૂર્ણ અને આનંદરૂપ છતાં સામાન્યસ્વરૂપેં જણાતો હતો, વરસાદનાં વાદળાંની આડે સૂર્યની પેઠે હતો, વિશેષેકરિને નહોતો જણાતો, અને અજ્ઞાનકૃત વિક્ષેપ ભ્રમથી કરિને મરચાંમાં જળની પેઠે વિપરિત પરિછિન્ન, અને દુઃખરૂપ, પ્રથમ જણાતો હતો; અને હવે પંચભૂતાત્મક દેહનો અધ્યાસ વિજ્ઞાનથી કરિને જતો રહ્યો, અજ્ઞાન તથા અજ્ઞાનકૃત આવરણ, અને વિક્ષેપ દુર થવાથી, સચ્ચિદ્રૂપ પૂર્ણાનંદ સ્વરૂપ વિશેષે કરિને યથાર્થ જણાય છે; તેથી એવા પૂર્ણાનંદ સ્વરૂપ કરિને જ જે વિદ્વાનની નિરંકુશ તૃપ્તી થઇ છે, તેનેંજ જગતમાં પરમ લાભ થયો કહેવાય, કેમકે તેની ઉપર કોઇ અન્ય લાભ છે નહિ, અને તેજ પરમસંતોષ કહેવાય કારણ કે સર્વ સંતોષની ત્યાં અવધી છે; (૯૯) હવે એવી સ્થિતિવાળાની સ્તુતિ કરે છે.

[દોહો][ચાહત મીટિ સાંતિ બૃઢિ, ભ્રાંતિ ગઇ લવલેશ;
વાકી પદરજ પુંછીયેં, મેરે સીરકે કેસ.] [૧૦૦]

ટિકા—તે પુરૂષની સર્વ ચાહના નાશ થઇ ગઇ, કેમકે પરમ સંતોષને પામ્યો છે, એને તેથી ચાહના નાશ થઇ ગઇ છે' તેથી શાંતિ તેને વાધ છે, કેમકે ચિત્તને ક્ષોભ કરનારિ તૃષ્ણા દુર થઇ છે, અને શાંતિની વૃદ્ધિથી કરિને જેની ભ્રાંતિ સંપુર્ણ નાશ પામી

ગઇ છે, કેમકે વિક્ષીપ્ત ચિતમાંજ ભ્રાંતિનો ઉદય છે, શાંતચિતમાં નથી; એવા પુરૂષના ચરણુની રજ જે છે તે મારા શિરની શિખાથી કરિને પુંછ્વાલાયક છે, તો પછી તેની ઉપાસના (ભક્તિ)કરવા વિષે તો શુંજ કહેવું, પરંતુ તેના પગની ધુળ છે તે પણુ મુમુક્ષુને ઉપાસવા વદવા) લાયક છે, (૧૦૦) હવે એવિ અવસ્થાવાન જે છે, તે જગતમાં પરમ સુખી છે, એમ કહે છે,

**(દોહો)(આ સામેટિ સમેટકર, અહંપોટદ ઇડાર;**
**સંતોષી સુખ સેજ સેં, સોવત પાંવપસાર,) (૧૦૧)**

**ટિકા**--જે પુરૂષે પોતાની આશાઓને મડાડી દીધી; અને જેથી આશા મટિ ગઇછે તેથી પોતાના હાથ જેણે સમેટિલીધા છે; કેમકે જો આશા હોયતો અન્યની આગળ હાથ ધરે, તેઆશા તેને છે નહિ, તેથી કર (હાથ) સમેટિ લીધા છે, અથવા આશાનિવૃતથઇ છે, તેથી કર વિગેરે કર્મેંદ્રિયોથી વિષયઅર્થે મેળવવા માટે ઉદ્યમ નથી કરતો; વળી બીજા પણુ સર્વ ઉદ્યમ અને સર્વ ઉદ્યમનું ફળ, જે દુઃખ; તેનો આશ્રય જે અહંકાર રૂપ બોજ તે બોજને જેણે સ્વરૂપમાં સ્થીતી પામીને ત્યાગી દીધો છે. તેથી તે ઉદ્યમ કરતો નથી, ત્યારે તે શું કરે છે ત્યાં કહે છે કે પરમસંતોષી પુરૂષ છે; તે સ્વસ્વરૂપ શય્યામાં પગ પસારિને સુવે છે. અર્થાત્ સદા ધ્યાનસ્થ સ્થીતીમાં સુખે વિરામ પામે છે. બીજું કાંય નથી કરતો, કેમકે બહુકાળ કર્મ કરિ કરિને થાકી ગયો છે. તેથી સુખશય્યાને પામીને સુખે શાંતિમાં સુતોજ રહે છે. ( ઉંઘમાં નહિં પરંતુ જેમ ઉંઘમાં સુતેલો માણુસ કાંઈ કર્તો નથી પણુ માત્ર ઉંઘજ કરે છે. તેમ આ પુરૂષ બીજું કાંઇ નથી કરતો; પણુ અખંડ

ધ્યાનમાં સ્થીતી કરિને સદા બ્રહ્માનંદનું સુખ ભોગવે છે. જગતના વ્યવહારિક પ્રપંચમાં મન નથી દેતો. તેથી તે કાંઇ નથી કરતો. એમ કહ્યું છે. જગતજનની પેઠે અહંભાવથી કાંઇ નથી કરતો અને જગતની ખટપટથી ઉંઘી ગયો છે, એમ સમજવું. (૧૦૧)

હવે તેને લોકીકવાર્તાથી દ્રઢ કરિને કહે છે.

(દોહે )(કબ કે પાંવ પસારિયા, જબ સમેટે હાથ;
ઐસી લોકમેં કહત હે, કોઇ ભીક્ષુકકી ગાથ.) ૧૦૨)

ટિકા—કોઇ એક ભીક્ષુક પગ પસારિને નિર્શ્ચાંત સુખમાં સુતો હતો તેને દતાત્રયને યદુરાજાની પેઠે કોઇ પુરૂષે પુછ્યું કે આ પગ કયારના પસાર્યા છે. ત્યારે પેલે ભીક્ષુકે તેને જવાબ આપ્યો કે જયારથી હાથ સમેટયા છે ત્યારથી પગ પસાર્યા છે. એવી લોકોમાં પણ વાર્તા કહેવાય છે કે સંતોષી નર સદા સુખી, માટે પરમસંતોષી છે તેજ જગતમાં સુખી છે બીજું કોઇ સુખી નથી. (૧૦૨)

( કાંઈ ઉદ્યમ ન કરવો ને ભજન પણ ન કરવું અને માત્ર પડયું રહેવું એમ આ પુસ્તકમાં નથી કહ્યું પરંતુ પેટનો પોણોશેર અનાજનો ખાડો ભરાણો એટલે શાંતિથી વિરામ પામીને સંતોષ રાખવો ને ઇશ્વરસ્મરણ કર્યા કરવું તેનું નામ સતોષ પરંતુ એદીની પેઠે પડયું રહેવું તેતો આળસુ અને પ્રમાદી ગણાય, માટે આમાંથી યથાર્થ અર્થ સમજીને સાર ગ્રહણ કરવો; માત્ર ઉપલક ઉપલક વાંચીને ઉદ્યમ છોડી બાવા બનીને ભાગી જવાનું કે ભુખે મરવાનું આ પુસ્તક નથી કહેતું તે ખુબ યાદ રાખજો. જેને આ પુસ્તક અતિપ્રીય છે અને જેણે પોતાની પ્રીય વસ્તુનો સર્વ લાભ લૈ શકે એ હેતુથી ગુજરાતી ભાષામાં ટિકા લખી છે તે પોતે એમ કહે છે કે

[દોહો][ભેખા મન લપટાય દે, વેશ પલટ કયા હોય;
મન પલટે પ્રભુ સુલટા, બાવા બનો ન કોય.]

જે માણસ શ્રીમદ્ભગવતગીતાનું પુરેપુરૂં મનન કરે તે જેમ બાવો બનીને ભાગી ન જાય, તેમ આ પુસ્તકનું પણ બરાબર મનન થાય તો આ લોક અને પરલોક બેઉ સુધરિ જાય. હવે સ્વર્ગના સુરતરૂથી સંતોષ સુરતરૂની શ્રેષ્ટતા નિરૂપણ કરિને તેની સ્તુતી કરે છે, ૭ દોહાથી.

(દોહો)(સ્વર્ગ સુરતરૂકી સેવતે પુરૂષ તૃપ્ત નહિ હોય;
ઉઠત કામના નિત્ય નઇ, વાતેં કહા સુખ હોય.) (૧૦૩)

ટિકા—સ્વર્ગનાં કલ્પવૃક્ષને શેવવાથી પુરૂષને નિરંકુશ (પુર્ણ) તૃપ્તી નથી થાતી, કેમકે કલ્પવૃક્ષની પ્રાપ્તીથી પુરૂષને વધારે વધારે કામના થાય છે. અને જ્યારે વધારે વધારે કામના વધવાથી ચિત્ત ક્ષોભીત થયું; ત્યારે તે પુરૂષને કલ્પવૃક્ષની શેવાથી કહો શું સુખ થયું ગણાય; કાંઇજ નહિ. ઔર દુઃખ વધ્યું. (૧૦૩)

કલ્પવૃક્ષના શેવનથી તો મનવાંછીત ફળની પ્રાપ્તી થાય છે છતાં સુખની પ્રાપ્તી નથી થાતી એમ કેમ કહો છો. ત્યાં કહે છે.

(દોહો)(સ્વર્ગ સુરતરૂકી સેવતેં, મનવાંછીત ફલ હોય;
વાંછારૂપ દારિદ્રદુઃખ, વાતેં મીટત ન કોય.) [૧૦૪]

ટિકા—સ્વર્ગનાં કલ્પવૃક્ષની શેવાથી મનવાંછીત ફળ મળે, પરંતુ તે કલ્પવૃક્ષથી વાંછા એટલે તૃષ્ણા, તે તૃષ્ણારૂપ દાળિદ્ર અને તે દાળિદ્રજનિત દુઃખ તે એ કલ્પવૃક્ષની શેવાથી પણ નથી મટતાં; અને આ સંતોષરૂપી સુરતરૂની શેવાથી તો તૃષ્ણારૂપી દાળિદ્રનું દુઃખ

છે તે સંમ્પુર્ણ નિવૃત થઇ જાય છે. તેથી સ્વર્ગનાં સુરતરૂ કરતાં સંતોષ સુરતરૂ શ્રેષ્ટ છે. (૧૦૪)

હવે સંતોષનાં બીજ વિગેરે બતાવિને સંતોષને તરૂની (ઝાડની) સરખામણી આપે છે.

[દોહો][વિવેક નિવૃત્તિ ભુ, બીરાગ બાગર જાહી;
સદાભ્યાસ જલ સીંચવો, ઉપસમ છાંયા તાહિ.)(૧૦૫)

ટિકા—આત્મા અનાત્માનો વિચાર જે છે, તે આ સંતોષ સુરતરૂનું બીજ છે, કેમકે પ્રથમ વિવેચન કરિને આત્માને સત્ચિદાનંદરૂપ પરોક્ષ (દેહથી જુદો ) જાણવાથી સંતોષનો અંકુર ઉદય થાય છે. અને દેહ વિષયાદીકનું અનિત્યપણું નિશ્ચય થવાથી ભોગની ચાહના શિથિલ.થાય છે, અને જયાં જયાં આત્મા અનાત્માનું વિવેચન નથી કર્યું ત્યાં ત્યાં આત્મા અનાત્માને એક કરિને જુવે છે તેથી આત્માને વિષે ભોગ્તૃત્વ બુદ્ધિ છે, અને જયાં જયાં ભોગ્તૃત્વ બુદ્ધિ છે ત્યાં ત્યાં પ્રબલ ભોગની ચાહના છે; અને જયાં જયાં ચાહના છે ત્યાં ત્યાં સંતોષનો અંકુર છે જ નહિં; એમ અન્વય વ્યતિરેક કરિને વિવેક છે તેજ સંતોષનું બીજ છે અને નિવૃતિ છે તે સંતોષતરૂની ભુમી છે; કેમકે નિવૃતિવાળાની અંદર જ સંતોષ પોતાની પીડ (થડ) બાંધે છે; અને પ્રવૃતિવાળાની અંદર કદાચ સંતોષનો અંકુર થાય તો પણ તૃષ્ણારૂપી બકરીથી તે ખાજાય જાય છે; માટે નિવૃતિ છે; તેજ સંતોષ સુરતરૂની ભુમી છે; અને તેની રક્ષાને માટે બાગ જોયે તે વૈરાગ્ય છે; કેમકે વૈરાગ્યથી કરિને તૃષ્ણારૂપી બકરિ સંતોષરૂપિ વૃક્ષને નથી ખાય શકતી; અર્થાત વૈરાગ્ય રૂપી બગીચાથી સંતોષ સુરતરૂની રક્ષા થાય છે તેથી તૃષ્ણા બકરિ તેને ખાવામાં નથી ફાવતી; કેમકે વૈરાગ્યની મજબુત સંતોષવૃક્ષને ફરતી વાડય છે; એટલે

તેથી, તૃષ્ણારૂપી બકરિ સંતોષરૂપી ઝાડને નથક તોડી શકતી; અને જ્યાં વૈરાગ્ય નથી ત્યાં અત્યંત વિષયથી રાગ (સ્નેહ) છે; અને જ્યાં રાગ છે ત્યાં તૃષ્ણારૂપી બકરીઓ ઘણીજ હોય છે; તેથી ત્યાં કદાચ સંતોષનો અંકુર ફુટે; તો તુરત તૃષ્ણારૂપી બકરિ તે અંકુરને ચરિ જાય છે; માટે વૈરાગ્ય છે તે બગીચો છે; અને વિવેકથી કરીને નિશ્ચય કરેલું જે સત્ સ્વરૂપ; તેનો અભ્યાસ; એટલે સદા તે નિશ્ચય કરેલ જે એક સત્ સ્વરૂપ તેનું ધ્યાનપુર્વક અનુસંધાન છે તે સંતોષની વૃદ્ધિને માટે જળનું સીંચન છે; કેમકે જો સદા અનુસંધાનરૂપી જળનું સીંચન ન કરો તો તે સંતોષનો અંકુર સુકાય જાયછે; અને જો હમેશાં સત્ સ્વરૂપ ( શ્રી હરિના ગમે તે આકાર ) ના ધ્યાનના અનુસધાનરૂપ જલ સીંચાય તો દીન પ્રતિદીન સંતોષ વૃક્ષની વૃદ્ધિ થાય છે; અને જેમ જેમ સંતોષ વૃક્ષની વૃદ્ધિ થાય છે તેમ તેમ તૃષ્ણાદીક વિક્ષેપની નિવૃતિ થાય છે; અને જેટલી વિક્ષેપની નિર્વૃત થાય છે તેટલી ઉપશમ અને શાંતિની વૃદ્ધિ થાય છે; માટે ઉપશમ છે તે સંતોષરૂપી કલ્પવૃક્ષની શિતળ છાંયા છે. [૧૦૫]

[દોહો] [સ્વસુખ દુઃખા ભાવ દ્વૈ; ફલકરિ સોભીત સોય;
અસો સુરતરૂ સેવતેં; દોઉહી ફલ હોય. ]૧૦૬]

(ટકા--સ્વસુખ એટલે સંતોષાત્મક શાંત વૃતિને વિષે પ્રગટ થયેલો પરમ આનંદ, અને દુઃખનો અભાવ એટલે પરમ સંતોષથી કરિને વિક્ષેપ વાળિ સંસાર દુઃખની નિવૃતિ; એ બેઉ ફળથી કરિને સંયુક્ત; એવું આ સંતોષ સુરતરૂ છે ને તે શોભે છે; માટે એવા કલ્પવૃક્ષની સેવાથી તે બેઉફળની પ્રાપ્તી થાય છે. [૧૦૬]

હવે તે પ્રપ્તી વિષે કહે છે;

(દોહો)(સંતોષ સુરતરૂકે ઢિગ રહ્યો, પરમ સુખ પ્રાપ્તી હોય
તૃષ્ણા રૂપ દરિદ્ર દુઃખ, નિકટ ન આવે કોય )(૧૦૭

ટિકા—સંતોષ સુરતરૂની છાયામાં રહેવાથી અનંત સુખની પ્રાપ્તી થાય છે; અને જેમ કલ્પવૃક્ષની છાયામાં અન્યવસ્તુનું દાળિદ્ર નજીક આવી, ન શકે, તેમ આ સંતોષ સુરતરૂની છાયામાં પણ સર્વ-દાળિદ્રની માતા જે તૃષ્ણા છે, તે નજીક નથી આવી શકતી તો પછી તેનો પરિવાર, જે બીજાં દાળિદ્ર અને તેનાં કરેલાં અન્ય દુઃખ તે નજીક ન આવે તેમાનું તો શુંજ કહેવું; (૧૦૭)

(દોહો)[જોજન નિત્યહિ વસ્ત હે, સંતોષતરૂકી છાંહિં;

વાકું તાપ નવ્યાપહિં, કહું જગત કે માહીં) [૧૦૮]

ટિકા—જેણે પોતાના મનનું સંતોષ સુરતરૂની છાંયામાં ઘર કર્યું છે, તે પછી પોતાનો દેહ પ્રારબ્ધ વશ ગમે ત્યાં ફરે પરંતુ તેના મનને ક્યાંય કોય પણ તાપ વ્યાપતો નથી, કેમકે સંતોષ તરૂની શાંતિરૂપ શીતળ છાંયાથી કરિને તેનું મન સદા શીતળ રહે છે. (૧૦૮)

(સવાલ)કલ્પવૃક્ષ જે છે તે તો દેવતાઓના નંદન વનનું ભૂષણ છે, પરંતુ સંતોષ સુરતરૂજે છે, તે કોના નંદનવનનું ભુષણ છે, ત્યાં કહે છે.

[દોહો][નંદન બન મન સાધુનો, સુભ ગુન વૃછતા માંહી;

વાકો મંડન સુરતરૂ, તૃષ્ણા કરૂંજ નાંહી] [૧૦૯]

ટિકા—દેવતા લોકો જેવા શુદ્ધ સત્વ ગુણી જે સત્પુરૂષ છે, તેનું વિશુદ્ધ [મહાપવિત્ર] મન જે છે, તે નંદન વન છે, કેમકે ॥ नंदयाति । आनंदयतीति नंदनः॥ એવ્યુત્પત્તિ કરિને સત્પુરૂષોનું મન જે છે, તે સત્પુરૂષોના આનંદનું અભીવ્યંજક [આપનારૂ] છે, માટે એવું મન છે તે નંદન, નામનો બગીચો છે, અને તેમાં જે જ્ઞાન

વૈરાગ્ય, ક્ષમા, દયા, અનેક શુભગુણો જે છે, તે સારાં સારાં વૃક્ષો છે, એવાં વૃક્ષોથી કરિને યુક્ત જે મનરૂપી નંદન વન છે, તેનું સંતોષ સુરતરૂછે તે; મંડન એટલે મુખ્ય ભુષણછે, કેમકે સત્પુરૂષોના મનની સંતોષથીજ શોભા છે, સંતોષવિના સંતનું મન શોભે નહિં, માટે સંતોષ સુરતરૂ વિશુદ્ધ મન રૂપ નંદન વનનુજ મુખ્ય ભુષણ છે, પરંતુ તૃષ્ણારૂપ કંટારાના વનનું તે ભુષણ નથી; જેમ ગોરડિયાનું કે હાથલાનું ઝાડ માથેથી નીચે સુધી કાંટાનુંજ ભરેલું હોય. તથા તેનાં પાંદડાં, ફુલ, અને ફળ, સર્વમાં કાંટા અને કડવાશ છે, એવું કરંજનુ એટલે કંટારાનું જે વન તેમાં જેમ કલ્પવૃક્ષની યોગ્યતા નથી. તેમ દુઃખરૂપી કાંટાથી ભરેલી; અને મહા અનર્થ ફળને દેનારિ એવી જે તૃષ્ણારૂપી કરંજના, વનરૂપી અજ્ઞાનીનું અંતઃકરણ; તેમાં પણ સંતોષ સુરતરૂની યોગ્યતા નથી. (૧૦૯) હવે આ પ્રકરણની સમાપ્તી કરે છે બે દોહા કહીને.

(દોહો) ( રામ દીયા હમ ધર લીયા, હમ કીયા નહીં કોય;
અહમ કીયો તો માનીએ, જો અહમ સ્વતંત્ર હોય.) (૧૧૦)

ટિકા—આ પ્રકરણમાં પ્રતિપાદ્ય જે સંતોષ, અને તેનું પ્રતિપાદન કરનાર જે "સંતોષ સુરતરૂ" નામનો ગ્રંથ તે રઘુકુલમણી શ્રી રામચંદ્રજીએ મારાપર અનુગ્રહ કરીને આપ્યો તે અહમ્ એટલે જે હું તેણે ધરિ લીધો છે; પરંતુ અહંકારથી મેં બનાવ્યો નથી. કેમકે અહંકારથી મેં બનાવ્યો તો કયારે મનાય કે જો હુંજ સ્વતંત્ર કર્તા હોઉંતો. પરંતુ હું સ્વતંત્ર નથી, પણ શ્રી રામચંદ્રજીનું કાર્ય કરવાનું એક હથીયાર છું. માટે આ ગ્રંથ મારા હૃદયનિવાસી મારા વ્હાલા પ્રભુ શ્રી રામચંદ્રજીનોજ બનાવેલો છે. અર્થાત્ મારો બના

વેલો નથી. (૧૧૦) કોઇને શંકા થાય કે આહીં તો આટલી બધી પ્રભુપ્રત્યે દીનતાને પરતંત્રા દેખાડી છે ને આગળ ઠેકાણે ઠેકાણે, આત્મદર્શન, સ્વસ્વરૂપ, નીજાનંદ, વિગેરે સ્વતંત્રતા જેવાં વિશેષણ લગાડયાં છે. તો ત્યાં કહે છે કે આત્મદર્શન એટલે જે મારા અર્થાત્ સર્વના આત્મામાં રહેનારા પરમાત્મા તેને સંબોધીને તે બધાં વિશેષણ છે, એમ સમજવું. પોતાના જીવપ્રત્યે તે વિશેષણ નથી, કેમકે તે તો પરમાત્મા શ્રી રામચંદ્રજીનો દાસજ છે. અને સ્વતંત્રતા મળી છે છે તોપણ તે પરમાત્માની આથીજ આત્માને મળી છે. માટે તેનેજ યાચે છે.

(દોહો) (જાકી કૃપા તે હોત હૈ, યો મન પુરન કામ;
સદા સર્વદા રામસો, કરૂ મમ ઉર પુર ધામ.)(૧૧૧)

---

## ( કવિત–મનહર છંદ. )

યોગ કરૈ જપ કરૈં તીરથ હુ તપ કરૈ,
યજ્ઞ દાન હોમ સંધ્યા પૂજા હુ ચરત હૈ. —૧
ગ્રંથન કું પઢકે વિચાર કે પઢાવે આપ,
રિદ્ધિ સિદ્ધિ લીયે કોઇ સાધન ધરત હે. —૨
સુત્ર શિખા કંઠી વારિ જટા જુટ ભયે ભારિ,
વેદ વિધિ તે સન્યાસ કોઇક કરત હૈ. —૩
ઔર મંત્ર તંત્ર જંત્ર સુરકું વિચારત હૈ,
બીનાંયે સંતોષ પચિ પચિ કે મરત હે. —૪

( દોહો )

[ સાધન ફલ સંતોષ સમ, નહીં જગત મેં આન;
તૃષ્ણા રોગ જાતેં મીટૈ, સદાશ્રુતિ હૈ ભાન. ] —૧
[ ઇંદ્ર લોક સત લોક લૌં, સર્વ લાભ વ્હૈ ભોગ;
તાપ ચિત્ત સંતોષ બીન, ટરૈ ન કરિ હઠ યોગ. ] —૨
[ અર્થ ધર્મ અરૂ કામ સુખ, મુક્તિ મેલ કરી ચાર,
ચાહન યુત ચાહૈઇ નૈં, સંતોષી નહિ ધાર. ] —૩
[ બ્રહ્માદીક પુજન કરૈ, સંતોષી કો નિત;
નિત નીંદા તાકી કરૈ, જો રહિત નિતવિત. —૪

( ચોપાઇ )

કંકન કુંડલ કીંકનિ ભુષન, કિરિટાદીકમેં લખિ અતિ દુષન;
બડો સંતોષ બડો અભરનાં, જીહ પ્રતાપ કરી નહીં કંછુ કરનાં.
સજ્જન જનમેં છબી અતિ છાવૈ, જોજન હૈ ભુષન મન ભાવૈ;
જીવન મુક્ત હિં જાંનો સોઇ, જાકૈ તૃષ્ણા બંધ, ન, હોઈ.

( દોહો )

[ દીન સદા સંતોષ બીન, પસુ આદીક સબ જીવ,
ચાહ, રહિત સંતોષ યુત, જીવ, ન, જાનોશીવ. —૧

( કવિત–મનહર છંદ )

પરમ રૂચરહુ સતીર્થનુર તરૂવર,
અરથ ધારનકીયે આસ પાસીનાસહિ;
જ્ઞાનકોકરૈ પ્રકાસી આનંદ પ્રગટૈરાસી,
પાપ તાપ સબ દુર તોષ મનવાસહિ;
પર ઉપકારિ સુખકારિ મતિધારિ અતી,
શ્રીમાનકદાસ નામકીયો ગ્રંથ જાસહિ;

સાધુત્રી ' ક રામ પ્રેરના કરિ સુજશ,
નારાયણ ' છપવાયો તમતાસહિ;
દોહો) (આશા તૃષ્ણા ઉઠ ગઇ સ્થીર પ્રભુમે મન;
જીવનમુક્ત જાનીયે ' વોહિજન.)

વાંચક સુજ્ઞો; સંતોષ સુરતરૂનો ગ્રંથ આપે વાંચ્યો; સંતોષનું અદ્દભુત મહાત્મ જાણ્યું; હવે તે સંતોષ પ્રાપ્ત કેમ થાય; તેનો ઉપાય બતાવવા માટે એક કવિત કહીને હું કૃતાર્થ થઇશ.

( કવિત–મનહર છંદ )

સદ્દગુરુ સંગરૂપી ગંગમાંથી નીર રૂપી
સદ્દબોધ તણુ મન ભાવે ભરતું;
મેઘજી કહે શ્રી ગુરૂ નૃસિંહ કૃપાથી નર,
સિંહસમ બની અડચણથીન ડરતું;
ઝાડરૂપી જગ પતીના પદ રૂપી થડમાં
મનરૂપી માટલીથી સેવાવારિ સીંચતું;
જગ વિષયને વિષ તુલ્ય ગણીને ધનીતું
ધ્યાન ધારિ તારિ બાહ્યચક્ષુઓને વીંચતું;
આપો આપ તાપ તારો એની મેળે ઓલવાશે
શીતળતા રૂપ છાંય શીરપર ચડશે;
ત્વરાથી સ્મરણકર ફળની ધીરજધર
મધુર બની પાકીને અધ્ધરથી પડશે;

( ભાવાર્થ )

સંતોષ મેળવનાર જીજ્ઞાસુએ સદ્દગુરૂનો સંગ અને ઉમંગથી શ્રી સદ્દગુરૂની શેવા કરિને શ્રીસદ્દગુરૂ પાસેથી સદ્દબોધ સંપાદન કરવો; અર્થાત શ્રીગુરૂના શ્રીમુખેથી વ્હેતિ વાણીરૂપી ગંગામાંથી પોતાનું મનરૂપી માટલું ભરિ લેવું; અને તે પછી ગુરૂશ્રીનાં કહેલાં વચન વર્તનમાં મુકવાં; લૌકીક અડચણોથી નીડરપણે પોતાના આત્માના શ્રેયમાં તત્પર રહેવુ; અને આ ઝાડરૂપી જગત છે તેનું મુળ થડ શ્રીમન્નારાયણ છે એમ સમજીને મન વડીએ તેની માન્સીક સેવા

અને કાયા વડીએ કાયીક સેવા તથા વાણીએ તેનું નામ સ્મ: કરવું અને જગના વિષયમાં ક્ષણ પણ મન ન ગભ્રાવું; વારંવાર વિન્‍ મમે તે એક સ્વરૂપનું હૃદયમાં ધ્યાન કર્યા કરવું; ને જીભ્હાથી ન સ્મરણ કર્યાજ કરવું જરૂર સીવાય, બીજું બોલવું નહીં; જનસમુહ દુર રહીને એકાંત સ્થળમાં અમુક કલ્લાક નીત્ય નીયમ પુર્વક મન ધ્યાન વડીએ શ્રીસદ્‌ગુરૂને પ્રણામ કરિને પ્રભુની માન્સીક સેવા સજ્જ થૈ જવું બીજા વિચારો બંધને શ્રીહરિથીજ સબંધ રાખ તો તે પુર્ણને સબંધે મન પુર્ણ થશેને તૃષ્ણા જશે; એટલે શ્રીહરિ કાયીક વાચીકને માન્સીક સેવાનાં ફળમાં તમને પરમ સંતોષ ગ થશે; અને આશાનો નાશ થશે એટલે બ્રહ્મનિર્વાણ પદ સહજે પામ માટે એ ઉપાય જેવો ઉત્તમ બીજો કોય ઉપાય નથી; એક સંતે કહ્યું છે કે;

(દોહો) (તું જીનસેં પ્રભુ મેં'મીલે; પ્રભુમીલતુજ માહીં;
ઐસો સાધન ધ્યાન બીન, દુસરો દીસત નાહીં.)

અને ખુદ વ્યાસ ભગવાન પણ કહે છે કે;

आलोक्यसर्वशास्त्राणि विचार्यच पुनः पुनः ।
इदमेकं सुनिष्पन्नंध्येयोनारायणः सदा ॥

( અર્થ, ગીતિ. )

સર્વ શાસ્ત્ર શોધીને, ફરિ ફરિને વાંચિ વિચારિ લીધાં;
સાર સર્વનો જોતાં; નારાયણ ધ્યાવાનું કહે બધાં;]

માટે હમેશાં શ્રીહરિનું ધ્યાન કરવું અને પોતેંજ પોતાની પરિક્ષા કર્યા કરવિ, કેવિ રિતે; તે વિષે હરિગીત છંદ કહે છે તે વાંચીને તેમાં કહ્યા પ્રમાણે નીત્ય મનને તપાસવું ને ખામી જાણ્ય તે માટે ખંત રાખીને શ્રીપ્રભુ પાસે પ્રાર્થના કરવિ. તેથી અંતે

ૐ શાંતિ: શાંતિ: શાંતિ: સદાને માટે શાંતિ: